# અમીરઅલીનું દર્શન.

માર્ટીનકૃત.



કિમ્મત ૫ આના

# AMIR ALI'S VISION

BY

LOUISE MARSTON

---

# અમીરઅલીનું દર્શન

અંગ્રેજી પરથી ભાષાંતરકર્તા

નાથન લલ્લુભાઈ

---

સુરત

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ મિશન

છાપખાનામાં એચ આર સ્કોટે છાપ્યું

તથા પ્રસિદ્ધ કર્યું

ઈ. સ. ૧૯૨૫.

---

૨૦૦૦ પ્રત ] [ કિમ્મત ૫ આના.

# અનુક્રમણિકા

# અમીરઅલીનું દર્શન.

## અધ્યાય ૧.

### અભિમાનનું કારણ કે શરમનુ?

રાહદારીઓને જવા આવવા માટે મગતી જગ્યા રાખીને એક પહોળા રસ્તાની એક કોરે એક નાનુ સરખુ ટોળુ ભેગુ થયુ હતુ તે વેળા તરતની ધોળેલી એક મસ્જીદના સફેદ ક ગરાની પાછળ આસમાની આકાશમા ગતા પ્રકાશના શેરડા પાડતો સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો

આ ભીડ થવાનુ કારણ શુ એમ જો વાચનાર પ્રશ્ન કરે તો જાણવુ કે એ ભીડ કઇ વિચિત્ર બનાવ બન્યાને લીધે કે અકસ્માત થયાને લીધે થઇ નહોતી કેટલાક જણ તો ભીડ થવાનુ કારણ જાણવાને જિજ્ઞાસુ હતા, તેથી બીજાઓની ખાધ ઉપરથી ડોકિયુ કરી જોતા હતા સાદો પોશાક પહેરેલો પણ તેમના જેવોજ એક હિન્દી તેમની નજરે પડયો તે તેઓનીજ માતૃભાષામાં બોલતો હતો, ફેર માત્ર એટલોજ કે તેનુ ભાષણ કઇ અલૌકિક બાબત વિષે હતુ

શુ થાય છે તે જોવાની સ્હેજ જિજ્ઞાસાથી કેટલાક ભેગા થઇ ગયા હતા તેઓ મધ્યે એક ખાનદાન ઇસ્લામી યુવક પણ ઉભો હતો પ્રથમ તો તે વણો છેટે હતો, પરતુ રફતે રફતે બીજાઓને ખસેડી ભીડમાથી માર્ગ કરી ભાષણકર્તાની લગોલગ આવીને તેની સામોજ ઉભો રહ્યો તે બોલનારની સામે ટગર ટગર જોયા કરતો હતો, એટલુજ નહિ પણ ધ્યાન દઇ તેના હરેક બોલનુ શ્રવણ કરતો હતો

ભાષણ આ પ્રમાણે હતુ "ભાઇઓ, સૌથી અદ્‌ભુત વાત, એટલે જગત્રાતા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તભની વાત હુ તમોને કહુ તે

મહેરબાની કરીને લક્ષ આપી સાંભળો કદાચ તમો એમ ધારતા હશો કે, એ તો હસવા જેવી અને મશ્કરી કરવા જોગ વાત છે, પરતુ હુ તમોને ખાતરીપૂર્વક કહુ છુ કે, એ વધસ્તભમા હુ અભિમાન કરૂ છુ, અને હુ એકલોજ નહિ પણ જગતમાના સો દેશોમા લાખો માણસો એમા અભિમાન કરે છે ૧૯૦૦ વર્ષ પર એક સતે આ પ્રમાણે લખ્યુ હતુ કે, 'એમ ન થાઓ કે, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તભ સિવાય હુ બીજા કશામા અભિમાન કરૂ' અમે પણ ખરા હૃદયથી એમજ કહીએ છીએ પરતુ તમો પૂછશો કે, એમ કેમ? લાકડાનો વધસ્તભ, જે ક્રૂર અને શરમભરેલા મોતનુ નિશાન તેમા તે વળી અભિમાન શેનો? તે મોત તો એવુ ઘાતકી અને શરમભરેલુ હતુ કે હાલની સરકારોના કાયદાઓમા આવા મોતની શિક્ષા તો છેજ નહિ એ તો સર્વ સુધરેલા દેશોમાંથી તદ્દનજ કાઢી મૂકવામા આવી છે

"ભાઇઓ, અમે એ વધસ્તભમા શા સારૂ અભિમાન કરીએ છીએ તે હુ તમોને જણાવુ છુ કારણ એ છે કે, માણસને સહુથી મોટી ગરજ તે દેવની પ્રીતિની ગરજ છે, અને પાપીઓ પ્રત્યેની ઇશ્વરની પ્રીતિનુ દર્શન ખ્રીસ્તના વધસ્તભમા જેવી રીતે થાય છે તેવુ કોઇ બીજે પ્રકારે થતુ નથી વળી પાપ એટલે શુ, અને દેવની દૃષ્ટિમાં તે કેવુ ભુડુ છે તેનુ ભાન પણ એ વધસ્તભદ્વારેજ થાય છે કેમ ભાઇઓ, પાપ વિષે તમે પોતે શુ ધારો છો? ઇશ્વર પાપ વિષે શુ ધારે છે ને તેને કેવુ અધમ ગણે છે તે ખ્રીસ્તના વધસ્તભની સમિપ ખડો રહીને હુ તમને જણાવીશ દેવ તો પાપને એવુ દુષ્ટ અને કટાળારૂપ લેખે છે કે, એ નિષ્પાપી નરના પ્રાયશ્ચિત્તરૂપી મોત શિવાય તે બીજા કશાથી ટાળી શકાય નહિ એ વિષે પવિત્ર લેખમા જે લખેલુ છે તે સાભળો, 'જેણે પાપ જાણ્યુ નહોતુ તેને તેણે આપણને વાસ્તે પાપરૂપ કીધો, એ સારૂ કે આપણે તેનામા દેવના ન્યાયીપણારૂપ થઇએ'

"આ વાતનો શો અર્થ છે? દેવે નિષ્પાપી નર ખ્રીસ્તને પાપી માણસોનો બદલો થવા સારૂ મોકલ્યો, એ સારૂ કે પાપી માણસ નિષ્પાપી ઠરે રે, ભાઇઓ આ આશ્ચર્યજનક સદેશાનુ મનન કરો, તમે પાપે કરી નાશ પામતા હો, નરકના અધિકારી થયા હો, તોપણ તમે પવિત્ર થઇ

શકો છો. તમો પાપની શિક્ષા ભોગવવા યોગ્ય છો તેમ છતાં તમે સર્વ પાપોની માફી, આત્માની પૂર્ણ મુક્તિ અને અનંતજીવન પ્રાપ્ત કરી શકો છો."

ઉપદેશ કરનાર આ પ્રમાણે ભાષણ કરતો હતો તેવામાં વરસાદનાં મોટા ફોરાં પડવા લાગ્યાં. આકાશ કાળાં વાદળાંથી છવાઈ ગયું હતું. પળવારમાં ભેગું થએલું ટોળું વિખેરાઇ ગયું. જો તેઓ ઉભા રહ્યા હોત તો બધા પલળી જાત.

પેલો ઇસ્લામી પોતાનાં ચોક્ખાં વસ્ત્રો જે કદાચ ખાસ પ્રસંગને સારૂ તેણે પહેર્યાં હતાં તે ન બગડે માટે વરસાદથી કેમ બચવું તેનો વિચાર કરવા લાગ્યો. આ ગૃહસ્થનું નામ અમીરઅલી હતું. તેને યાદ આવ્યું કે, હા, અહિં નજીકમાંજ એક નાનું મકાન છે. તેમાં એક લટકાવેલા પાટિયા પર લખેલું હતું કે, "**વાચનગૃહ અને પુસ્તકાલય, ચાહે તે આવે.**" તેણે વિચાર કર્યો કે, એ મકાનમાંજ જાઉં, કારણ કે એથી મારી બે મતલબ પાર પડશે. એક તો હું વરસાદથી પલળતો બચીશ અને બીજું કે, એ વાચનગૃહ કેવું હશે તે જોવાનું મને ઘણીવાર મન થાય છે તે ઇચ્છા પણ પૂર્ણ થશે. તેથી જોઉં તો ખરો કે એમાં જવાથી કંઇ લાભ થશે કે નહિ? એવો વિચાર તેના મનમાં આવતાંજ તેણે માંહે જવાનો નિશ્ચય કર્યો અને જલદી જઇને તેનો આશ્રય લીધો. ઓરડો મોટો હતો, તેમાં બે મોટા મેજ ઉપર જાત જાતનાં હિંદુસ્તાની તથા અંગ્રેજી વર્તમાનપત્રો અને ચોપાનિયાં પડેલાં હતાં.

કેટલાક માણસો બેઠા બેઠા વાંચતા હતા ને કોઇ તો સુંદર ચિત્રોવાળાં ચોપાનિયાં ઉથલાવતા બેઠા હતા. અમીરઅલી એક ખાલી પડેલી ખુરસી પર બેઠો અને પાસે પડેલાં વર્તમાનપત્રો તરફ જોવા લાગ્યો. એટલામાં કોઇના પગલાનો અવાજ સંભળાયો. કોણ આવે છે તે જોવા અમીર-અલીએ માથું ઉંચું કર્યું તો જણાયું કે, જે માણસ રસ્તાની કોરે ઉભો રહીને ઉપદેશ કરતો હતો તેજ એ હતો.

ઓરડામાં બેઠેલા બીજા માણસોના જેવો ભાગ્યશાળી તે નહોતો, એટલે કે તે પલળીને તદન તરબોળ થઇ ગયો હતો. એક જણે તેને

કહ્યુ કે, "તમે એટલા બધા પલળી ગયા તે જોઇને મને દુખ લાગે છે" પણ તેણે મોં મલકાવતાં જવાબ દીધો કે, "હુ પલળી ગયો તેનુ તો કઇ નહિ, કારણ કે મારે તો અહિંજ કોરા કપડા છે પણ સારૂ થયુ કે, તમારામાંથી કોઇ પલળ્યુ નહિ" 'જરા વારમાં કપડા બદલીને તમારી પાસે આવુ છુ' એમ કહીને તે બીજા ઓરડામાં ચાલ્યો ગયો

અમીરઅલીએ પોતાની પાસે બેઠના માણસને પુછ્યુ કે, "એ કોણ છે?" પેલા માણસે કહ્યુ કે, "હુ એનુ નામ તો જાણતો નથી, પણ એટલુ જાણુ છુ કે એ પાસેના ઓરડામા રહે છે અને આ ઓરડો પણ એની હસ્તક છે"

અમીરઅલીએ પુછ્યુ, "એ ઇસ્લામી છે?"

પેલાએ જવાબ દીધો કે, "ના, ના, પણ મે એવુ સાંભળ્યુ હતુ કે, પહેલા તે ઇસ્લામી હતો ખરો, અને તે વખતે આપણામાંનો કોઇ એના જેવો ધર્મચુસ્ત મુસલમાન નહિ હશે પણ ખ્રીસ્તીઓએ તેને વટલાવીને કાફર બનાવી દીધો, અને હમણા બીજાઓને પણ પોતાના જેવા બનાવવાનુ કામ એ કરતો ફરે છે"

અમીરઅલી ભમ્મા ચઢાવીને બોલ્યો, 'ખરેખર, ત્યારે એણે તો મહાભારત કામ માથે લીધુ છે, કારણ કે એના જેવા અક્કલહીન માણસો અહીંતહીં જડે છે ખરા, તો પણ સાચો દીન તજી દઇને હજરત ઈસાના શાગીર્દ બને એવા તો ઘણા થોડા છે પણ, ભાઇ, હુ જાણવા ચાહુ છુ કે ફરી એને આપણા ધર્મમા પાછો લાવવા કોઇ કોશીષ કેમ કરતુ નથી? જો કોઇ કરતુ ન હોય તો હુ એને પાછો ઇસ્લામી બનાવવાનુ કામ માથે લઉ પોતાના ધર્મમાં બીજાઓને આણવાની ચિંતા એકલા ખ્રીસ્તીઓજ રાખે છે એમ એ માનતો હશે પણ હુએ બતાવી આપુ કે, નહિ, ઇસ્લામીઓ પણ બીજાઓને પોતાના સાચા દીનમાં આણવા યત્ન કરે છે એટલામાં દરવાજો ઉઘડ્યો અને ઉપદેશક માંહે આવ્યો તે કોરાં કપડાં પહેરીને આવ્યો હતો તેથી થોડીવાર પર તે ભીંજાઇ ગયો હતો એવુ તો જણાતુ નહોતુ પછી તેણે અમીરઅલી તરફ દૃષ્ટિ કરી તો જોયુ કે આ શખ્સ

આજ પહેલીજવાર અહિં આવ્યો છે, તેથી તેની સાથે ઓળખાણ કરવાના વિચારથી તેની પાસે જઇને બેઠો અને કહ્યુ કે, "બિરાદર, આપને અહી આવેલા જોઇને હુ ઘણો ખુશી છુ "

આ માણસને હુ સાચા ધર્મમા પાછો લાવવા માગુ છુ તેથી એની જોડે સવાદ કરવાનો આ ઠીક લાગ મળ્યા છે એમ સમજીને અમીરઅલી ખુશી થયે તે મનમા ખ્યાલ કરતો હતા કે, એ મને ઇસાઇ બનાવવા ધારે છે, તેથી ચાલ, હુ પણ એને એમ કરવા ઉત્તેજન આપુ, પરતુ વખત આવ્યે એને જણાવો કે ઉલટો હુજ એને નાશમાથી બચાવવા કોશિશ કરૂ છુ

ઉપદેશક સાથે હિનમોજી ધરાવતો હોય એવુ ડોળ કરીને તે બોલ્યો કે, 'વરસાદને લીધે તમારે ભાષણ બધ કરવુ પડયુ તે દલગીરીની વાત છે, ઘણા જણ સાભળવા ઉભેલા હતા, વળી તમે પણ તમારા વિષય પર એવા આવેશથી બોલતા હતા કે મને તો એમ લાગ્યુ કે, વરસાદ આવે તો તમે ઉભા રહીને ભાષણ ચલાવ્યાજ કરશો, પણ વરસાદની ટાઢકથી તમારો જુસ્સો ઉતરી ગયો હશે, એમ છે કે નહિ'"

ઉપદેશકે મો મલકાવીને ઉત્તર દીધો કે, "બિરાદર, તમે ભૂલો છો ; વરસાદમા પલળવાથી મારો આવેશ જરા ઓછો થયો એ તો ખરૂ પણ એથી વધારે માઠુ તો મને એ લાગ્યુ કે, ભરાએલી સભા વિખેરાઇ ગઈ અને મારૂ સાભળવા કોઇ રહ્યુ નહિ, તેથી હુ તો એકલોજ ઉભો થઇ રહ્યો. જ્યારે મારી અને મારા ભાષણની આવી દશા થઇ ત્યારે મારે પણ ત્યાંથી ખસવુ પડયુ અને અહી આવવુ પડયુ "

અમીરઅલી બોલ્યો "તમારા ભાષણનો વિષય કઇ રમુજી હોત તો લોકો એટલા જલદી જતા ન રહેત તમે પોતેજ બોલ્યા હતા કે, ખ્રીસ્તના વધસ્તભ સબધી ખ્રીસ્તીઓ અભિમાન કરે છે, પણ કદાચ તમે જાણતા નહિ હશો કે ઇસ્લામીઓ તો એ વધસ્તભ વિષે જુદોજ વિચાર કરે છે "

આ સાંભળીને ઉપદેશકનુ મો ઉમગથી પ્રફુલ્લિત થયુ અને તે બોલ્યો, "ભઇ, એ પણ તમારી ભૂલ છે હુ પોતે દીને ઇસ્લામને

માનતો હતો, પરતુ મે જ્યારે ખ્રીસ્તના વધસ્તભને જોયો ત્યારે એમા મને એવુ આકર્ષક પરાક્રમ જણાયુ કે, તેથી હુ બધુ ત્યાગીને એની ભણી ખેચાયો અને હુ પણ હવે ખરા હૃદયથી બોલી શકુ છુ કે, "એમ ન થાઓ કે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તભ શિવાય હુ બીજા કશામા અભિમાન કરૂ તેથી મારા સબધી જગત વધસ્તભે દીધેલુ છે, ને જગત સબધી હુ "

ઓરડામા બેઠેલા સૌની દૃષ્ટિ ઉપદેશક પરજ ઠરી ગઇ હતી, અને સૌ તેના આવેશી શબ્દો સાંભળતા હતા, પણ તેણે બોલવુ બધ કર્યુ કે તરત અમીરઅલી મશ્કરીમાં બોલ્યો કે, "તમે હમણા એમ કહ્યુ કે, મે વધસ્તભને જોયો, ત્યારે શુ તમે એમ કહેવા માગો છો કે એ વધસ્તભ હાલ છે? જો તમે તે મને બતાવો તો કદાચ તમે મને પણ ઇસાઇ બનાવી દેશો, તો તે વધસ્તભ તમે મને બતાવશો?"

ઉપદેશકના મુખ પરનો ઉમગ ઝાંખો પડી ગયો તે મનમા દુખી તો થયો, પણ ગભીરાઇથી તેણે ઉત્તર દીધો કે "બિરાદર, હુ જે વાતને અતિ પવિત્ર ગણુ છુ તે વિષે તમે મારી સાથે આવી રીતે મશ્કરીમા બોલો છો એ ઉપરથી તમારા વિષે મારે કેવો તોલ કરવો? ભાઇ, તમારા ધારવામા તે વાત હલકી હોય તો બહેતર છે કે એ વાત વિષે સવાદજ ન કરીએ "

અમીરઅલી તો શરમાઇજ ગયો એ તો જરા તીખો વાદવિવાદ કરવાની આશા રાખતો હતો તે ધારતો હતો કે વાદવિવાદમા હુ આ વિરોધીને તદન હરાવી નાખીશ, તથાપિ નરમાશથી પણ જરા સખ્ત રીતે, અને વળી ખાસ કરીને જે બેઠેલા માણસો તેને ચઢાવતા હતા તેઓની આગળ, ઉપદેશકે તેને ઠપકો દીધો તેથી તો પાસો ફેરવાઇ ગયો તે ઉભો થયો અને બોલ્યો કે, "ઠીક ત્યારે, હુ જાઉ છુ, અને હવે ફરી કદિ અહીં આવીશજ નહિ " પરતુ બહાર તો મુશળધાર વરસાદ પડતો હતો, તેથી ઉપદેશકે જરા આગ્રહ કરીને કહ્યુ કે, "વરસાદ રહે ત્યા સુધી જરા બેસો " અમીરઅલીને પણ પોતાના કપડાનો વિચાર આવ્યો, અને તેથી તે પાછો બેઠો

એમાંથી કોઇએ વાત ફરી ઉપાડી નહિ, પરંતુ તેનું ધ્યાન ખેંચાય એવાં કેટલાક વર્તમાનપત્રો ઉપદેશકે તેની આગળ મૂક્યાં. વરસાદ બંધ થયો તેટલામાં તો અમીરઅલીની ઉશ્કેરાએલી લાગણી પણ જરા શાંત પડી અને વિચાર કર્યો કે, જો અહીં ફરી આવું તો ફાયદો થાય ખરો.

જતાં જતાં અમીરઅલીના મનમાં આવ્યું કે, આ શખ્સને દીને ઇસ્લામમાં પાછો આણવો એ ઘણું મુશ્કેલ કામ છે. પણ કામ જેમ વધારે મુશ્કેલ તેમ માગો બદલો પણ વિશેષ મોટો છે કની! મને અજબ લાગે છે કે, આ વધસ્તંભ જે શરમાવાનું કારણ છે તેમાં આ લોકો અભિમાન કરવાની નાદાની કેમ કરતા હશે!

## અધ્યાય ૨.

## સ્વર્ગી વાનાનુ દર્શન

અમીરઅલી પાધરો ઘેર ગયો નહિ, કારણ કે તેને એક કામમા રોકાવાનુ હતુ, તેથી ઘર પહોચતા તો ઘણુ મોડુ થયુ ઘરના ચોકમા પેઠો કે તરત જાણે કોઇને શોધતો હોય તેમ તેણે આમતેમ નજર નાખી. પછી પરસાળમા બેઠેલી એક બાઇને તેણે પૂછ્યુ, "મલિકા ક્યા છે?"

તેણીએ ઉત્તર આપ્યો, "વળી આટલી મોડી રાત્રે તે બીજે ક્યા હોય? તે કહેતી હતી કે, પિતાજીએ મને એક રમકડુ આણી આપવાનુ વચન આપ્યુ છે, તેથી તેની આખ ઉંઘથી ભારે હોવાથી મે ઘણુ સમજાવ્યા છતા તે ઉંઘી નહિ પણ આખરે તમારી રાહ જોઇ જોઇને થાકી જવાથી તે રડતી રડતી ઉંઘી ગઇ"

અમીરઅલી બોલ્યા વિના પરશાળના જે ભાગમા એક નાની બાળા ઉંઘી રહી હતી તે તરફ છાનોમાનો ચાલ્યો તે રડતી રડતી ઉંઘી ગઇ હતી એ જાણવુ સહેલ હતુ, કેમકે તેણીની લાબી કાળી ભમર હજીએ ભીંજાએલી હતી અને તેના મો પર હજીએ આસુના શેરડા જણાતા હતા

આ જુવાન પિતાએ ઉભા રહીને પોતાની ઉંઘી ગએલી પુત્રી તરફ પ્રેમથી જોયુ, અને પોતાના ગજવામાથી એક નાનુ સરખુ રમકડુ કાઢીને તેણીની પાસેના તકીઆ પર મેલ્યુ, એ સારૂ કે તે સવારમા ઉઠે કે તરત તેને જણાય કે તેના પિતાજી તેને વિસરી ગયા નહોતા

વાળુ કરી લીધા બાદ તે આરામ લેવા સુતો આખો દિવસ જાણે વાત કરવાનો પ્રસગ ન મળ્યો હોય તેમ ધીમા સાદે બે સ્ત્રીઓ વાત કરતી બેઠી હતી તે શિવાય બધુ શાત હતુ

તે રાત્રે અમીરઅલીએ આંખ મીચી ત્યારે તે જરા પણ જાણતો નહોતો કે, હુ જાગીશ તે પહેલા એવુ કઇક થનાર છે કે જેથી તેની આખી જીદગીનુ બદલાણુ થઇ જશે તે જાગતો પડી રહ્યો ત્યા લગી તે દહાડે

બનેલા બનાવો તેની નજર આગળ ખડા થયા  તેને લાગ્યુ કે, જાણે ફરી રસ્તાની કોરે ભીડમા ઉભો રહીને ઉપદેશકના આવેશી શબ્દો તે સાભળતો હોય  પેલા આકર્ષક શબ્દો ફરી ફરી તેને કાને પડતા હતા "એમ ન થાઓ કે, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તભ શિવાય હુ બીજા કશામાં અભિમાન કરૂ" છેવટે, પોતે મશ્કરીમા જે શબ્દો બોલ્યો હતો તેનુ સ્મરણ તેને થઇ આવ્યુ, અને ઠપકો આપતા ઉપદેશકનુ ગભીર મો તેણે ફરી દીઠુ  પછી બધુ લોપ થઇ ગયુ અને અમીરઅલી નિદ્રાવશ થઇ ગયો

તે રાત્રે મને શુ થયુ હતુ? મને કઇ અલૌકિક સ્વપ્ન આવ્યુ હતુ કે મને સ્વર્ગી વાતાનુ દર્શન થયુ હતુ? એવા સવાલ તેને પોતાની જીદ-ગીના પાછલા વર્ષોમા વખતોવખત મનમા આવતા ત્યારે એને તેનુ નિરાકરણ કરવુ ઘણુ મુસ્કેલ લાગતુ  ગમે તેમ હોય, પણ એ રાત્રીએ તેણે જે જે સાભળ્યુ ને જે જે દીઠુ તે તેની જીદગીભર તેને યાદ રહ્યુ

તેને એવુ સ્વપ્ન આવ્યુ કે, જાણે તેની બેટીએ રડી રડીને માગેલી એક કીમતી બક્ષીસ ખરીદવાને બજાર જવા તે ઘેરથી નીકળ્યો હતો પણ બજારને માર્ગે જવાને બદલે તે ભટકતો ભટકતો બીજીજ દિશાએ અજાણ્યા માર્ગમા જઇ ચઢ્યો હતો  જાણે કોઇ અદૃશ્ય હાથ તેને દોરતો હોય તેમ તેણે હજુએ આગળ ચાલ્યા કર્યું, પછી એકાએક તે અટકી ગયો અને આગળ જઇ શક્યોજ નહિ

તેને એમ લાગ્યુ કે જાણે તેની આસપાસ ઘોર અધકાર છવાઇ ગયો હોય, ને તેથી તેની આગળ શુ છે તે તેનાથી દેખી શકાતુ નહોતુ પછી એક ઝાખો પ્રકાશ તેની આગળ દેખાયો, ને તે ધીમે ધીમે વધતો ગયો  છેવટે તે પ્રકાશ એટલો બધો વધી ગયો કે તેમા તેણે જે જોયુ તેથી ઘણોજ આશ્ચર્ય પામ્યો, કારણ કે તેની સામેજ એક તેજસ્વી વધસ્તભ ઉભો કરેલો હતો  તે હતો તો સાધારણ લાકડાનોજ ને વળી તેમા મોટા મોટા ખીલા ઠોકેલા હતા, તેમા જોવા જેવુ કઇ પણ નહોતુ  તેમ છતા તેના પર પડતા પ્રકાશને કારણે તે વધસ્તભની શોભા અદ્ભુત જણાતી હતી  આ પ્રકાશ ક્યાથી પડે છે તે જોવા અમીરઅલીએ નજર ફેરવી, તો વધસ્તભની પાસે ઉભેલા એક પુરૂષને તેણે દીઠો  તેને

જણાયુ કે ત્યા ઉભેના પુરૂષમાથી નીકળતા દૈવી પ્રકાશને લીધે સર્વત્ર અજવાળુ ફેલાઇ ગયુ હતુ, અને તેથી તે વધસ્તભ પણ ઝળહળી રહ્યો હતો

પરતુ હવે તેની દૃષ્ટિ વધસ્તભ પરથી ખસી જઇને સામે ઉભેલા પુરૂષ પરજ ઠરી ગઇ હતી. થોડા વખત પર પોતે સાભળેલા ત્રણ શબ્દો એટલે, "અવાચ્ય," "પ્રીતિ" 'નિષ્પાપી" તેને યાદ આવ્યા તે તેજસ્વી પુરૂષમા લેશમાત્ર પાપ હોય એવુ માનવુ અશકય હતુ વળી તેના પર દૃષ્ટિ નાખતાને વાર તેના ચહેરા પર સપૂર્ણ પ્રીતિની છાપ જણાતી

એ પુરૂષે પોતાનો એક હાથ ઉચો કરેલો હતો તે જોઇને અમીર અલી ઘણો વિસ્મીત થયો, કેમકે તેમા જાણે એક મોટો ખીલો ઠોકાયો હોય તેવો તેમા એક ઉડો જખમ હતો પછી તેણે વધસ્તભ તરફ જોયુ તો તેમાં પણ ખીલા ઠોકયાની નિશાનીઓ દેખાતી હતી ત્યારે તેને જણાયુ કે, વધસ્તભની પાસે ઉભેલો એ પુરૂષ એકવાર તે વધસ્તભ પર જડાયો હોવો જોઇએ

તેજ વેળા ઉપદેશકના શબ્દો સ્પષ્ટ રીતે તેને કાને પડયા "એમ ન થાઓ કે, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તભ સિવાય હુ બીજા કશામા અભિમાન કરૂ," અને અમીરઅલી તે તેજસ્વી વધસ્તભ તથા તેની નજીક ઉભેલા પુરૂષને નિહાળતો હતો ત્યારે તેને સમજ પડી કે ખરેખર આવા વધસ્તભમાં અભિમાન કરવાનુ કારણ તો છેજ પોતાની સમક્ષ ઉભેલા પુરૂષ તરફ ફરી તેણે દૃષ્ટિ કરી, ને તેની મુખમુદ્રા પર દેખાઇ આવતી પ્રીતિને લીધે અમીરઅલીનુ કઠણ હૃદય પીગળ્યા વિના રહ્યુ નહિ તે ધ્રુજતો ધ્રુજતો બોલી ઉઠયો, "શુ તુ ખચિત વધસ્તભે જડાયો હતો?"

જવાબમા કોઇનો સાદ સભળાયો નહિ, પરતુ અમીરઅલીએ ફરી વધસ્તભ તરફ દૃષ્ટિ કરી તો તેને મથાળે સોનેરી અક્ષરે લખેલો એક લખ તેણે દીઠો તે શબ્દો આ પ્રમાણે હતા

**"પોતાના મિત્રને સારૂ જીવ આપવો તે કરતા મોટો પ્રેમ કોઇનો નથી."**

તે લેખ વાંચતાંની સાથે અમીરઅલીના દિલમાં એવી દૃઢ ઇચ્છા થઈ કે, વધસ્તંભ પર સ્વાર્પણ કરનાર આ ગૌરવી પુરૂષના મિત્રમાંનો હુ પણ એક થાઉં તો કેવું સારૂ! એવો વિચાર કરીને તે તે પુરૂષને પગે પડીને તેનુ ભજન કરવા જતો હતો તેવામા તેણે એક ગંભીર વાણી સાભળી કે, "ઈસુ ખ્રીસ્તનો મિત્ર થવાથી તને કેટલુ બધુ વેઠવુ પડશે તેનો વિચાર તે કીવો છે?" તે વાણી સાભળતાજ તે કંઇક પાછો હઠયો પળવારમા પેલો પ્રકાશ ઝાખો થઇ ગયો, અને વધસ્તંભ તથા તેની પાસે ઉભેલો પુરૂષ બંને અલોપ થઇ ગયા

અમીરઅલી સવારે જાગ્યો ત્યારે તેના મનમા અજાયબી તથા ગભરાટનો પાર નહોતો મને રાત્રે શુ થયુ હતુ? હુ કયાં ગયો હતો? મને કોણ મળ્યુ હતુ? એવા એવા પ્રશ્નો તેના મનમા આવવા લાગ્યા રફતે રફતે તેને સમજણ પડવા આવ્યુ એ સ્વર્ગી દર્શન તેની દૃષ્ટિ આગળથી અલોપ થઇ ગયુ હતુ ખરૂ, પરંતુ તે તેના હૃદયમાં એવુ ચોટી ગયુ હતુ કે તે કદી ન વિસરાય આ દર્શનથી અમીરઅલીના જીવનમા , મોટુ બદલાણ થઇ ગયુ તેના જીવનચરિત્રના બે ભાગ પડી ગયા હતા, એટલે દર્શન અગાઉનો ભાગ અને દર્શન પછીનો ભાગ

---

## અધ્યાય ૩.

### મલિકા

એ સ્મરણીય રાત્રિની પછીનો આખો દિવસ અમીરઅલીએ વિશેષ બોલ્યાચાલ્યા વિના ગાળ્યો, કેમકે તેણે તે રાત્રે સ્વપ્નમાં જે દીઠું હતું તેનોજ વિચાર તેને થયા કરતો હતો તે એકલો બેઠો હતો તેવામાં કોઇના પગલાંનો અવાજ સંભળાયો, અને એક બાળાએ માંહે પ્રવેશ કર્યો આગલી રાત્રે પરશાળમાં જે બાળા ઉંઘી ગએલી હતી, ને જેના ઓસીકા આગળ તેણે રમકડું મુક્યું હતું તેજ તે બાળા હતી

પોતાના પિતાના વિચારોમાં તેના આવવાથી ભંગ પડે તેથી તેણે તેની કંઇ ક્ષમા માગી નહિ ગમે ત્યારે જાઉં તો પિતાજી મને ના નહિ કહેશે એવું તે સમજતી હતી માટે ક્ષમા માગવાની જરૂર પણ નહોતી અમીરઅલીના ખભા પર પોતાનું માથું ટેકીને મલિકા બોલી, "પિતાજી, મારે તમને કંઇ કહેવું છે એક કામ કરવાનું મને બહુ મન છે, અને તમે મને તે કરવાની રજા આપો માટે તમને વિનંતી કરવા હું આવી છું"

અમીરઅલીએ જરા વાર પોતાના વિચારોને કોરે મેલ્યા અને તે પોતાની બેટીની વાત પર લક્ષ આપવા લાગ્યો તે બોલ્યો, "હા, બેટા, તું કયું કામ કરવા માગે છે તે મને કહે, પછી આપણે તે વિષે જોઇશું"

મલિકા બોલી, "કાકાને ઘેર હું ગઇ હતી ત્યારે ત્યાં મને કોઇએ કહ્યું કે, ત્યાં પાસેજ એક કન્યાશાળા છે, અને, પિતાજી નિશાળે જવાનું મને બહુ ગમે છે તમે બહાર ગયા હો ત્યારે હું તો તેજ વિચાર કર્યાં કરું છું અને રાત્રે પણ મને તેનાજ સ્વપ્ન આવે છે પ્યારા પિતાજી, મહેરબાની કરીને મને નિશાળે જવા દો જો જવા દેશો તો મને લખતા-વાચતાં જલદી આવડશે હું પણ મારા ભાઇ અલીહુસેનના જેવી હોશિયાર થઇ જઇશ પિતાજી, તમારી એકનીએક બેટી હોશિયાર થાય એ તમને ગમે છે કે નહિ?"

અમીરઅલી જરા વિચારમાં પડયો પોતાની નાની દીકરીને ખુશી રાખવા તે હમેશ યત્ન કરતો, પણ આ તો ગંભીર વાત હતી અને એમા તેણે એકલા પોતાની મરજી પ્રમાણે કરવાનુ નહોતુ, પણ તેના સગાં તથા તેના મિત્રોની પણ મરજી છે કે નહિ તેનો પણ વિચાર કરવાનો હતો ફરી મલિકા બોલી ઉઠી, "પિતાજી, બોલો, તમારો શો વિચાર છે તે મારે જાણવુ છે, ના તો કહેતાજ નહિ, હાજ કહેજો"

અમીરઅલી હસીને બોલ્યો, "પણ મારાથી હા કહેવાય નહિ, અને મારે ના પણ કહેવુ ન જોઇએ, તો પછી મારે મુગાજ રહેવુ જોઇએને?"

મલિકા બોલી, "ના, ના, પિતાજી, તમે ચાહો તો, બેશક, મને હા કહી શકો, માટે હાજ કહો"

અમીરઅલીએ ડોકુ ધુણાવ્યુ પોતે ઉત્તર આપવા અશક્ત હતો વળી બીજાઓના વિચાર કેવા છે તે જાણવુ જોઇએ, અને પોતાના વરડાં-વરડાઓનો રિવાજ એવો નહ તો એ બધુ તે પોતાની બેટીને સમજાવી શકયો નહિ તેના સગામાંની કોઇ છોકરી નિશાળે ગઇ હોય એવુ તો બન્યુજ નહોતુ તો પછી અમીરઅલી પોતે રાજી હોય અને મલિકા પણ જવા ઘણી આતુર હોય તો પણ એ કેમ બની શકે?

આવા વિચાર તેના મનમા ગોળાતા હતા એટલામા મલિકા અધીરી થઇ ગઇ, ચીડાઇ ગઇ અને બોલી ઉઠી, "પિતાજી, તમારે મને જવાબ આપવો જોઇએ, કઇક તો બોલો"

બાપ બોલ્યો "બેટા, મારાથી હા કહેવાય નહિ, અને જો ના કહુ તો તુ નારાજ થશે પણ હુ તને વચન આપુ છુ કે, હુ તારા દાદાને તે વિષે પુછી જોઇશ, જોઇએ તે શુ કહે છે"

મલિકા ઉદાસ થઇ ગઇ, ને તે કઇ બબડવા લાગી કેમકે પોતાની ખુશીમા આવે તે કરવાની અને પોતાને જે જોઇએ તે લેવાની તેને ટેવ પડી હતી તે કઇ બોલ્યા વિના ત્યાથી જતી રહી અને મિજાજ ઠંડો થયો ત્યાં સુધી પાછી આવીજ નહિ.

બીજો કોઇ પ્રસગ હોત તો અમીરઅનીને ખોટુ લાગત, પણ આ પ્રસગે મલિકા નારાજ થઇને જતી રહી તેથી તેને ખોટુ લાગ્યુ નહિ કારણ કે, પેલા બનાવ વિષે મનન કરવા માટે તે એકાતમા રહેવા ચહાતો હતો

આ જે દર્શન મને થયુ છે તે ઉપરથી મારે શુ સમજવુ અને શુ કરવુ તેનો નિશ્ચય તેને કરવાનો હતો તેના મનમા આવા પ્રશ્નો થતા હતા કે, હમેશને માટે આ વાત મારે વિસરી જવી કે તેને પૂરી સમજવાની કોશિશ કરવી? વળી આ દર્શન કયાથી આવ્યુ હતુ? જો અલ્લાહ તરફથી આવ્યુ હોત તો, તે પર મનન ન કરવુ એવી તો તેની છાતી ચાલતીજ નહોતી, અને જો ખુદા તરફથી ન હોય તો પછી બીજે કયાથી હોય? આવુ ગૌરવી અને સ્વર્ગીય દર્શન અધકારના અધિકારી તરફથી આવ્યુ હોય કે પોતાના હ્રદયે તે કલ્પી કાઢયુ હોય એવુ તે બનવુ અશકય હતુ.

એકાએક પેલો ઉપદેશક તેને સાભરી આવ્યો આ દર્શનનો કઇક પણ સબધ ઉપદેશક સાથે હતો એ તો નિ સદેહ હતુ, કેમકે જો તેણે ઉપદેશકને વધસ્તભ વિષે ભાષણ કરતો સાભળ્યો ન હોત, અથવા જે શબ્દો તેણે ઘણીવાર સાભળ્યા ને સાભળતા ન હોત તો આવુ દર્શન તેને થાત નહિ

પરતુ, જો તે હવે ઉપદેશક પાસે જાય તો તેની પાસે જઇને કહે શુ? એ તો નક્કીજ હતુ કે, તેણે જે જે જોયુ હતુ તે સઘળુ તેણે ઉપદેશકને કહેવુ જોઇએ, અને તે તો એ બધુ સાભળીને તરતજ એમજ કહેશે કે, "તમે વહેલા ઇસાઇ બની જાઓ" પછી એ કાફરને સાચા દીનમા પાછો આણવાનો જે નિશ્ચય તેણે આગલી રાત્રે કર્યો હતો તે તેને યાદ આવ્યો, અને એ કામ તે વેળા તેને જેટલુ મુશ્કેલ લાગતુ હતુ તે કરતા વિશેષ મુશ્કેલ હવે લાગવા માંડયુ વધસ્તભ નજીક ઉભેલા ગારવી પુરૂષના સૈન્યમા જોડાએલાને પાછો ફેરવવો એ કેમ બની શકે? એના બદલામા આપવાનુ એની પાસે એથી મોટુ પ્રતિદાન શુ હતુ?

તેને યાદ આવ્યુ કે વાચનગૃહના પાટિયા પર લખ્યા મુજબ તે પાંચ વાગ્યેજ ઉઘડતુ હતુ, તેથી અગાઉ ત્યા જવુ એ તો નકામુ દિવસ કેમ

કરીને જાય! મલિકા પાસે હોત તો તેને જરા ઠીક લાગત, પણ તે તો રીસાઇને ચાલી ગઇ હતી અને કદાચ આખો દિવસ પાછી આવેજ નહિ મલિકા વિષે વિચાર કરતો હતો એવામા તેની માગણી પણ તેને યાદ આવી તેણે તેને કહ્યુ હતુ કે, "હુ તારા દાદાને પૂછી જોઇશ" તેણે વિચાર કીધો કે, "ચાલ, હમણાજ જાઉં કે વખત તો જાય"

મલિકાનો ગુસ્સો ઉતરી ગયો ત્યારે તે પોતાના બાપ સાથે વાત કરવા તે ઓરડામા આવી પણ તે તો ત્યા નહોતો રાત પડી ત્યારેજ તે આવ્યો તેથી મલિકાના મનમા આવ્યુ કે, પિતાજીએ મને નારાજ કરી અને મારી કરી ફિકર કરતા નથી, તેથી તે આવ્યો ત્યારે તે કઇ બોલી નહિ તેનો દિવસ કેમ ગયો હતો એ જો જાણતી હોત તો ખચિત તેનો મિજાજ શાત થઇ ગયો હોત તે પણ કઇ બોલી નહિ અને અમીરઅલીને પણ કોઇ સાથે વાતચિત કરવાનુ મન નહોતુ, તેથી તે પણ કઇ બોલ્યો નહિ તારા દાદા તારી વિનતી પ્રમાણે તને કરવા દેવા નાખુશ છે એવુ જો તે કહી શકત તો તેનુ મન કઇક શાત થાત પણ તે ડોસાનો અભિપ્રાય તો તદ્દનજ વિરૂદ્ધ હતો, કારણ કે તેણે એવુ કહ્યુ હતુ કે, આપણા ખાનદાન કુટુમ્બમા એવુ કદી બન્યુ નથી અને બનવુ પણ ન જોઇએ

---

## અધ્યાય ૪.

### ઉપદેશક

અમીરઅલી વાચનગૃહ આગળ આવી પહોંચ્યો ત્યારે તેણે તે ઉઘાડેલુ દીઠુ ખરૂ, પણ માહે કોઇ નહોતુ  તે ખુરસી પર બેઠો અને મેજ પર મુકેલા વર્તમાનપત્રો તથા પુસ્તકો જોવા લાગ્યો  તેમાનુ એક પુસ્તક "ઇસ્વી ઓર મહમદી દીનકા મુકાબલ" એ નામનું હતુ  થોડી વારમા અમીરઅલી તે વાચવામાં લીન થઇ ગયો  ઓરડામા કોઇના આવવાનો અવાજ સાભળીને તે ચોકી ઉઠયો, અને જે પુસ્તક તે વાચતો હતો તેને એક ચિત્રવાળા ચોપાનિયા નીચે સેરવી દીધુ, ને જાણે એ ચોપાનિયામા તેનુ લક્ષ ચોટી ગયુ હોય એવુ ડોળ તેણે કર્યું  મારા પોતાના ધર્મ ઉપરાત બીજા કોઇ ધર્મ વિષે જ્ઞાન મેળવવાનો મને શોખ છે એવો શક કોઇને આવે એવુ તે ચહાતો નહોતો  તે પોતે પણ મન વાળતો હતો કે બીજા કોઇ ધર્મ વિષે જાણવામાં મને કશી મજા પડતી નથી  આ નવો આવનાર બીજો કોઇજ નહિ પણ આગલી સાજે ભાષણ કરનાર ઉપદેશકજ હતો  અમીરઅલીને ફરી આવેલો જોઇને તે રાજી થયો  તે સભ્યતાથી તેનો આવકાર કરીને બોલ્યો, "તમે આવ્યા ત્યારે હુ હાજર નહોતો માટે મને માફ કરજો "

પરતુ અમીરઅલી કઈ વિશેષ ભાવથી બોલ્યો નહિ, કેમકે તેણે જે દર્શન દીઠુ હતુ તે તેના મનમા રમ્યા કરતું હતુ  તે કોઇને કહી સભળાવુ એમ તેના મનમા થયા કરતુ હતુ, પણ ઉપદેશકથી તો તે છુપુ રાખવા ચાહતો હતો  ઠીક થયુ કે એટલામાં બીજા કેટલાક જણ તે ઓરડામાં આવ્યા અને ઉપદેશક તેઓની સાથે વાતમા પડયો

એક જુવાન અમીરઅલીની પાસે આવીને બેઠો અને જાણે તેની સાથે તે કઇ વાતચિત કરવા માગતો હોય તેમ દેખાડયુ  અમીરઅલીએ તેને પુછયુ, "તમે રોજ અહીં આવો છો?"

તે જુવાને જરા બેપરવાઇથી ઉત્તર આપ્યો, "બીજુ કઇ કામ ન હોય ત્યારે અહી આવીને જરા વખત કાઢીએ છીએ "

અમીરઅલીએ બીજો પ્રશ્ન પુછ્યો "ગઇ કાલે સાંજે રસ્તાની કોરે ઉભા રહીને જે શખ્સ ભાષણ કરતો હતો તેનુ નામ તમને માલમ છે?"

"કયો શખ્સ? જે અહીં રહે છે, અને જેને હવાલે આ ઓરડો છે તે શખ્સ વિષે તમે પૂછો છો?"

'હા, મને લાગે છે કે, એજ માણસ એ કયાં રહે છે તે મે તો એને પૂછ્યુ નથી, ને, ખરૂ પૂછો તો, મે તો ગઇ કાલેજ એને જોયો, પણ એનુ નામ જાણવાનુ જરા મને મન થયુ તેથી હુ તો તમને પુછુ છુ "

પહેલો પ્રશ્ન ગળી જઇને તે બોલ્યો, "તેનુ નામ શુ છે તે હુ તમને કહુ એનુ નામ સૈયદ અલીહુસૈન છે " અમીરઅલી એ નામ સાભળીને ચમકયો તે બોલ્યો, "ત્યારે તો મે સાભળી હતી તે વાત ખરી હોવી જોઇએ કે એ ઇસલામી દીનનો માનનાર હતો પણ હવે તે તજી દઇને ઇસાઇ થઇ ગયો છે જો એમ હોય તો બધા ધર્મચુસ્ત ઇસ્લામી બિરાદરો તેનાથી અળગા કેમ રહેતા નથી?"

બેના શખ્સે ખભા ચડાવીને કહ્યુ, "આપણે તો જરા વાચવા માટે અને જરા વાર્તાવિનોદ માટે અહી આવીએ છીએ. એ શખ્સ શુ માને છે ને શુ નથી માનતો તેની આપણને શી ફિકર!"

અમીરઅલી બોલ્યો, "આપણે શુ માનીએ છીએ અને શુ નથી માનતા તે વિષે એ ઘણી ફિકર રાખતો જણાય છે, અને હવે હુ પણ એક કામ હાથમાં લેવા ચાહુ છુ, એટલે આપણા સાચા દીનમા એને પાછો આણવો. જ્યારે ઇસાઇઓ પોતાના ધર્મ વિષે એટલા બધા ઉત્સાહી છે ત્યારે આપણે ઇસ્લામ વિષે ઉત્સાહી કેમ ન થઇએ?"

આ પ્રમાણે વાત ચાલતી હતી તેવામાં બીજા કેટલાક જણ માંહે આવ્યા તેથી સવાદ બધ પડયો પોતાની આગળ પડેલુ પુસ્તક વાંચવામાં અમીરઅલી લીન થઇ ગયો હોય એવુ દેખાતુ હતુ, પરતુ ખરૂ જોતાં તેના વિચારો જુદાજ વિષય પર હતા. તેને વિચાર કરવાની તક

મળી કે તરત રાત્રે થએલુ દર્શન તેની આગળ પાછુ ખડુ થયુ અને તે તેને તદ્દન સત્ય લાગતુ હતુ

જેને મળવાનુ અને જેની સાથે વાત કરવાનુ અમીરઅલીનુ મન હતુ તે તો આ ઉપદેશકજ હતો, છતા તેને લાગ્યુ કે જો એ લાગ મળે તો જે વાત મારા મનમા ઘર કરી રહી છે તે વિષે તેની આગળ મારાથી બોલાશે નહિ

એકાએક તેના વિચારો બધ થયા અને આસપાસ નજર નાખી તો જણાયુ કે, પોતે અને ઉપદેશક બેજ જણ ઓરડામાં હતા તે ઉપદેશકની સાથે વાત કરવા ચાહતો હતો, પણ જરા ખચાઇને તે જવા માટે ઉભો થઇ ગયો ઉપદેશક તેની ભણી ફર્યો અને કહ્યુ, " મારે પણ અત્યારે બહાર જવાનુ છે આપણ બનેને જો એકજ રસ્તે જવાનુ હોય અને તમને ગમે તો આપણે સાથે જઇએ "

અમીરઅલી જરા અચકાયો તેના મનમા વિચાર આવ્યો કે, જો મારા મિત્રો મને આ ઇસાઇની સાથે ચાલતો જોશે તો તેઓ મારા વિષે કેવા વિચાર કરશે ? અજાયબ થવા જેવુ તો એ હતુ કે, કોઇ દિવસ નહિ ને આજેજ એને ઇસાઇ સાથે ચાલવામા શરમ લાગતી હતી

પોતાની સાથે આવવાને તે નારાજ છે એવુ જાણીને ઉપદેશકે તેને પુછ્યુ, " તમે એકલા જવા ચાહો છો ? " એટલામા આ ઇસાઇને સાચા દીનમા પાછો આણવાના કસમ તેણે ખાધા હતા તે અમીરઅલીને સાભરી આવ્યા તેણે મનમાં વિચાર કર્યો કે, જો કોઇ મને કઇ પુછશે તો તેને એવો જવાબ આપી દઇશ કે તેથી દીને ઇસ્લામ પ્રત્યેના મારા પૂજ્યભાવની ખાતરી તેને થઇ જશે ગભરવાનુ કઇ કારણ નથી એવો વિચાર કરીને તે આવેશથી બોલ્યો, " હા ચાલો, કહેવત છે કે, એક કરતા બે ભલા "

વાતચિત ઉપાડવી એ સહેલ નહોતુ, કારણ કે બનેના મનમા જે વિષય રમી રહ્યો હતો તે એવો હતો કે એ વિષે બોલવુ જરા મુશ્કેલ હતુ થોડી વાર તો આમતેમની વાત કાઢી, પછી ચુપ થઇ ગયા બાદ ઉપદેશકે ગભીરતાથી વાત ઉપાડી કે, " બિરાદર, આપણે છેલ્લા મળ્યા

હતા ત્યારે આપણે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તંભની વાત કરતા હતા એ વાત મને તો અતિ મૂલ્યવાન લાગે છે પણ તમે તે વિષે જરા હલકી રીતે બોલ્યા હતા તેથી મારે તમને ચુપ રહેવા કહેવુ પડયુ હતુ મે એવી રીતે તમને ચૂપ રહેવાનુ કહ્યુ તેથી તમને ખોટુ લાગ્યુ હોય તો માફ કરજો, ને જો તમારે કઇ કહેવુ હોય તો કહો હુ ખુશીથી સાભળીશ "

અમીરઅલી ગભરાયો તેના મનમા આવ્યુ કે મારી તો મારે માગવી જોઇએ, કેમકે મે એને ખોટુ લગાડયુ હતુ તરતજ જે દર્શનથી તેના મન ઉપર ઉડી અસર થઇ હતી તેની સઘળી વિગત ઉપદેશકને કહી દેવાની તીવ્ર ઇચ્છા તેને થઈ આવી પણ વળી વિચાર આવ્યો કે જો હુ એમ કરીશ તો તો હુ એના હાથમા જાણીજોઇને જઇ પડીશ, અને એને પાછો મુસલમાન બનાવવાની આશા રાખવી ફોકટ થશે, માટે તે બેપરવાઇથી બોલ્યો, "મારા બોલવાથી તમને ખોટુ લાગ્યુ હોય તો તમે પણ મને માફ કરજો પણ હુ તો સાચા દીનનો અનુયાયી હોવાથી મને એ વાત સાથે કઇ નિસ્બત નથી, માટે મે તો એ વિષે કઇ વિચારજ કર્યો નહોતો "

ઉપદેશક જરા વાર કઇ બોલ્યા નહિ, પણ પછી ગભીર સાદે તે બોલ્યા, "બિરાદર, તમારા બોલવાથી મારા મનમાં બે સવાલ ઉભા થાય છે પહેલો સવાલ એ છે કે, સાચો દીન કયો? અને બીજો એ કે, આજે આ દુનિયામાં એવુ એક પણ માણસ હશે કે જેને ખ્રીસ્તના વધ-સ્તભ જોડે કઇ નિસ્બત ન હોય? દશ વર્ષ પર જો તમે મને પૂછત તો હુ તમને મક્કમપણે કહેત કે, ઇસ્લામ એજ પાક દીન છે, પણ આજે લશમાત્ર શક વગર હુ તમને કહુ છુ કે જે દીનનો પાયો ખ્રીસ્તનો વધસ્તભ છે તેજ સાચો દીન છે "

અમીરઅલીએ કહ્યુ "તમારો મત એમ જરા જરા વારમાં બદલાય છે તે ઉપરથી એવુ સાબીત થાય છે કે તમારા મત પર કઇ વજન મેલી શકાય નહિ મને સલાહ પુછવાની જરૂર હોય તો હુ તો તમારા કરતાં કોઇ વધારે દૃઢ મનવાળા માણસનેજ પુછુ "

ઉપદેશક બોલ્યો, "બિરાદર, પૃથ્વી ચપટી છે એવુ સૌ કોઇ માનતુ આવ્યુ હતુ તે વેળા જેણે પૃથ્વી ગોળ છે એવુ પ્રગટ કર્યું તેને કેદ કરવામા આવ્યો હતો એ તમે કદી સાંભળ્યુ નથી? આપણી જે પ્રથમ માન્યતા હોય તે બધીજ વખતે ખરી હોવી જોઇએ એવુ કઇજ નથી જો આપણે નવુ નવુ જ્ઞાન મેળવતા ન રહીએ તો આપણે શી રીતે પ્રગતિ કરી શકીએ? હાલ જેવી તમારી માન્યતા છે તેવી મારી પણ એકવાર હતી, કેમકે તમે હાલ જેટલુ જાણો છો તેટલુજ હુ પણ તે વેળા જાણતો હતો પણ હવે મને વત્તુ જ્ઞાન મળ્યુ છે તેથી મને મારી માન્યતા ફેરવવાની જરૂર પડી છે બિરાદર, મારી સલાહ એવી નથી કે, તમ તમારા દીનને તજી દો, પણ હુ એમ કહુ છુ કે જ્ઞાન શોધો, જેને હુ પ્રભુ ઇસુ ખ્રીસ્ત કહુ છુ તેને ઓળખવાની કોશિષ કરો તે કોણ હતો, કેવો હતો, તેણે શુ શુ કર્યું, અને હાલ તે કેવો છે એ સઘળુ જાણવાની કોશિશ કરો તમે કોઇ બીજા દીન વિષે તપાસ કરી નથી, ને તે વિષે કઇ જાણતા નથી, તો તમે શા રીતે કહી શકો ને શા રીતે સાબીત કરી શકો કે ઇસ્લામ એજ સાચો દીન છે?"

અમીરઅલીએ મૂગા મૂગા સાંભળ્યા કર્યું, કેમકે ઉપદેશક જે વાત પર પોતે વિશ્વાસ કરતો હતો તેના વિષે તેને બોલતાં સાંભળતો હતો ત્યારે એકાએક સ્વપ્નમા દીઠેલી ગોરવી વ્યક્તિ તેને યાદ આવી, અને તેના મનમા વિચાર થયો કે, જેમ મે ઇસુને દીઠો તેમ એણે તેને કદાચ દીઠા હશે?

તે બોલ્યો નહિ તેથી ઉપદેશકે તેને પૂછ્યુ, "બિરાદર, જે સુવાર્તાઓમાં આપણા પ્રભુ ઇસુનુ જીવનચરિત્ર લખેલુ છે તે તમે કદી વાચી છે? મારી ખાતરી છે કે તે તમે વાચી હશે"

"તમે કેમ એવો સવાલ કર્યો?" અમીરઅલીએ પૂછ્યુ

ઉપદેશકે ઉત્તર દીધો, "કારણ કે કુરાને શરીફમાં એવુ ફરમાન છે, ને તમે એવા ધર્મચુસ્ત ઇસ્લામી છો તેથી તમારી પાક કિતાબમાં જે લખેલુ છે તે પ્રમાણે તમારે કરવુ જોઇએ વળી જ્ઞાનપ્રકાશ અને કેળવણીના આ જમાનામાં દુનિયામાની એ સૌથી પ્રખ્યાત કિતાબ

વાની ન હોય એવા તો થોડાજ હશે એ તો બીજી કોઇ કિતાબ કરતા સોથી વધારે ભાષામા અને આખી દુનિયામા તે વચાય છે ”

અમીરઅલીએ મનમાં વિચાર કર્યો કે, હા, ખરેખર, સુવાર્તાની એક નકલ હુ ખરીદ કરીશ અને પોતે વાચીશ, પણ એમ ન કહેતા તે એવુ બોલ્યો કે, “જો સુવાર્તા વાચવી એ મુસલમાનોને માટે જરૂરનુ હોય તો અમારી પાક કિતાબ વાચવી એ ઇસાઇઓને માટે તો વધારે જરૂરનુ હોવુ જોઇએ કેમકે આપણે સા જાણીએ છીએ કે ઇશ્વરપ્રેરિત જે છે ના તથા અધિકારી લેખ પ્રગટ થયો તે અમારૂ કુરાને શરીફ છે, અને તેથી સુવાર્તા રદ થાય છે ”

ઉપદેશક બોલ્યો, “ સિરદાર, તમે કાળજીપૂર્વક સુવાર્તા વાચી છે એમ જ્યારે તમે કહી શકશો ત્યારે એ કિતાબોનો મુકાબલો કરવાનુ બની શકશે પણ જ્યા સુધી તમે એકજ કિતાબ વાચી છે ત્યા સુધી એ બનવુ અશકય છે ”

આટલી વાતચિત થઇ રહી એટલામા બન્નેના રસ્તા જુદા પડયા તેથી તેઓ છુટા પડયા, એક જણ પ્રાર્થના કરતો હતો કે, “ હે દેવ આ ભાઇને ખ્રીસ્તના વધસ્તંભ પાસે હુ આણી શકુ માટે મને સહાય કર ” બીજો જણ વિચાર કરતો હતો કે ઉપદેશક અથવા તેના કોઇ મિત્ર કે સગાના જાણવા વિના સુવાર્તાની એક નકલ મેળવી શકુ તો બહુ સારૂ

---

## અધ્યાય ૫.

### નાઝીરહુસેન

અમીરઅલીને નાઝીર હુસેન નામનો એક વડો ભાઇ હતો તે તેનાથી ઘણી વાતે જુદો હતો, કેમકે તેમના એક પૈસાદાર કાકાને કઇ સતાન ન હોવાથી તેણે તેને દત્તક કરી લીધો હતો

તે પોતાના આ ભત્રીજાને બધી જાતની સગવડ કરી આપવા માગતો હતો, અને તેને સારી કેળવણી અપાવ્યા પછી વિલાયત મોકલ્યો હતો હવે તે બૅરીસ્ટરની ડિગ્રી મેળવીને પાછો આવેલો હતો, અને તેના કબીલાની નજરમા તે મોટો માણસ ગણાતો હતો તેના કાકાની પસદગી મુજબ ફેહમીદા બેગમ નામની એક બાઈ જોડે તેના લગ્ન થયા હતા તે પણ આવા ખાવિદને માટે કોઇ પ્રકારે અપાત્ર નહોતી, કેમકે તેણીએ શાળામા કેળવણી લીધી હતી, અને અગ્રેજીનુએ થોડુક જ્ઞાન મેળવ્યુ હતુ વળી અગ્રેજીનો અભ્યાસ તેણીએ ત્યારથી ચાલુ રાખ્યો હતો

ફેહમીદા બેગમ પોતાના વરને માટે મગરૂર હતી તે પોતાનુ ઘર સાફસુફ રાખતી હિંદુસ્તાનના ઘણાખરા ઘરોમા જેમ ખાટલા સિવાય કઇ બીજો સરસામાન જોવામાં આવતો નથી તેમ આ ઘર વિષે નહોતુ, કેમકે તેણે સારી જાતના સરસામાનથી પોતાનુ ઘર શણગારેલુ હતુ

અમીરઅલી પોતાનાં આ વિશેષ કેળવાએલાં સગાઓ સાથે બહુ પરિચય રાખતો નહોતો પણ જ્યારે તેણે જોયુ કે મલિકાને નિશાળે જવાની રજા ન મળવાને લીધે હજુ પણ તે હઠ કરતી હતી, ત્યારે એકાએક તેના મનમા આવ્યુ કે જઇને ફેહમીદા બેગમ જોડે એ વિષે વાત કરી જોઉં તે બાબત સબધી એ મારી બેટીની લાગણી સમજી શકે છે, અને મારા પિતાજીના કરતા એ સારી સલાહ આપી શકશે, કારણ કે પિતાજી તો હજાર વરસ થયાં જે ચાલતુ આવ્યુ છે તેનોજ ખ્યાલ કર્યાં કરે છે, અને પ્રગતિ કે સુધારાની કઇજ દરકાર કરતા નથી

એક દિવસ તેને પોતાના ભાઇને ઘેર જવાનો પ્રસંગ પડયો. ત્યાં ગયો તો માલુમ પડયું કે, દૂરના શહેરમાં કોઇ કેસમાં હાજર રહેવાનું હોવાથી નાઝીર હુસેન તો થોડા દિવસ થયા બહારગામ ગયો હતો, પરંતુ હમીદા બેગમ ઘેર હોવાથી તેની જોડે મુલાકાત થઇ. ઘરના સૌ માણસોની ખબરઅંતર પુછયા પછી અને ઓરડામાં રમતા પોતાના બે નાના ભત્રીજાને બોલાવ્યા પછી જે વાતને સારૂ તે આવ્યો હતો તે વાત તેણે હમીદા બેગમ આગળ કાઢી.

તે ધારતો હતો તેમજ થયું. તેની ભાભી મલિકાના વિચારને મળતી થઇ અને બોલી, "જો એ બિચારી છોડી છોકરો જનમવાને ભાગ્યશાળી થઇ હોત તો તેની મરજી માફક તેને શીખવા દેવામાં આવત, અને વળી જો તે શીખવાની ઇચ્છા દેખાડત તો તેને માટે ઠપકાને બદલે તેના વખાણ પણ થાત. પરંતુ હવે તે છોકરો નથી પણ છોડી છે તેથી તેણીને ગોંધી આપનાર પોતાના ઘરની દાસીના જેવી અભણ ને અજ્ઞાન રહેવું જોઇએ. મારી તો ખાતરી છે કે, મારા બંને બેટાના જેવીજ ચાલાકીથી તે શીખી શકે એવી છે, તો શા માટે તેણીને શીખવા દેવી ન જોઇએ? કુરાને શરીફમાંથી મને એવું કોઇ ફરમાન બતાવો કે જેમાં એમ જણાવ્યું હોય કે, છોડીઓએ વાંચતાલખતાં શીખવું એ ગુન્હો છે. મે તો કદિ એવું વાંચ્યું નથી."

અમીરઅલી વચ્ચે બોલી ઉઠયો, "ઘર આગળ તેને શિખવવાનો બંદોબસ્ત તો થઇ શકે એમ છે, પણ તેને એ વાત પસંદ નથી. તેને તો નિશાળેજ જઇને શીખવું છે."

હમીદાએ પૂછયું, "વારૂ, તો તેને નિશાળે શું કરવા નહિ જવા દઇએ? હું પણ નિશાળે જતી હતી, અને તમે જાણો છો કે, મારૂં કુળ કંઇ તમારાથી હલકું નથી. હું તો એવી સલાહ આપું છું કે, એ બિચારી છોડીને ઘરમાં ગોંધી ના રાખો તો ઠીક. આખો દહાડો મોટાં બૈરાં સાથે ઘરમાં ને ઘરમાં શા માટે પુરી રાખવી જોઇએ?"

અમીરઅલી જરા વાર રહીને બોલ્યો, "પણ છોડીઓને નિશાળે મોકલવાની રીત અત્યાર સુધી મારા કુટુંબમાં તો નથી."

ફેહમીદાએ કહ્યુ, "અગાઉ તો એ રીત કોઇએ ઇસ્લામી કુટુમ્બમાં નહોતી, પણ મારા પિતાજીએ અમારા કુટુમ્બમા એ રીત શરૂ કરવાની પહેલ કરી, અને હુ આશા રાખુ છુ કે તમે પણ તમારા કુટુમ્બમા એમ કરવાની હિમ્મત કરશો તો હુ કહુ છુ કે, મલિકાને મારે ત્યાં રહેવા દો તેની માએ નથી અને વળી મને એ ઘણી વહાલી છે જો એમ કરો તો એની મરજી બી એ સુધી અભ્યાસ કરવાની હશે તો તેને એમ કરવા દઇશ, કેમ, તમારો શો વિચાર છે?"

અમીરઅલી બોલી ઉઠયો "ના, ના એમ તો કદી બને નહિ મલિકા તો મારી આખની કીકી છે તમે મારુ સર્વસ્વ લઇ લો, પણ મારી બેટી તો મારી પાસે રહેવા દો."

ફેહમીદા બેગમ બોલી "મને માફ કરો, હુ તે સમજતી નહોતી અત્યાર સુધી આપણા પૂર્વજો છોડીઓને દરકાર કરતા નહોતા, અને તમારા પોતાના બોલવા પ્રમાણે તો વશપરપરાની રીતમા ફેરફાર થવો નહિ જોઇએ ત્યારે જે છોડીની વડીઆઇમાંની કોઇ નિશાળે ગઇ નથી તેથી તેણે પણ નિશાળે જવુ ન જોઇએ એવી એક બિચારી નાની છોડી તમારી આખની કીકી હોય એવો ખ્યાલ હુ કેમ કરી લાવુ? જો તે તમારી આખની કીકી હોય તો તમે તેને રાજી રાખવા કેમ કોશિશ કરતા નથી? મને લાગે છે કે તમે તેના પ્રત્યે આવી નિર્દયતાથી વર્તો છો તેથી હમણા પણ તે રડતી હશે"

અમીરઅલી ખીજવાઇને બોલ્યો, "હુ તો તેના પર ઘણોજ પ્રેમ રાખુ છુ મલિકાને મનમા આવે તેમ વર્તવા દઉ છુ, અને જે કઇ માગે તે તેને ખુશીથી આપુ છુ"

ફહમીદા બોલી "હુ પણ એમ માનુ છુ કે મલિકા ઘણી સુખી હોવી જોઇએ બિચારી છોડી નિશાળે જવા ચાહે છે પણ તમે તેને જવા દેતા નથી, વળી તમે તેને ઓરડામા આખો દહાડો પુરી રાખો છો તેથી તેને બહુ સુખ મળતુ હશે!"

આ સાભળીને અમીરઅલી સહેજ નારાજ થઇને બેર જવાને તયાર થયો તેનો મિજાજ હાથમાં રહેતો નહોતો તેથી વધુ વાતચીત કરવાની

તેની મરજી નહોતી તે વિષય ફેરવવા માટે તેણે પૂછ્યુ કે, "ભાઈ ક્યારે પાછા વળશો?"

તેણીએ જવાબ દીધો કે, "તે મને ખબર નથી, પણ એટલુ તો હુ તમને ખાતરીથી કહી શકુ છુ કે, મલિકાને નિશાળે મોકલવા વિષે જો તમે તેમની સલાહ પુછશો તો તેઓ પણ મારા મતના થશે, કારણ કે આપણા બાપદાદાઓના રિવાજોમા કોઈ પણ ફેરફાર કદી ન કરવાની રૂઢીને તેઓ ગમી ગાઢે છે, તેઓ તો પ્રગતિ અને સુધારાનાજ હિમાયતી છે"

અમીરઅલી વધારે વાત કરવા ચહાતો નહોતો પોતે જેટલુ જાણવા માગતો હતો તેટલુ તેણે જાણી લીધુ હતુ એમ કહીએ તો તે પોતાની બાબતની જગા ખીનો હતો અને ત્યાથી છટકી જવા માગતો હતો

ઘેર જતા જતા આ વાતનો નિકાલ કેમ કરવો તેનો વિચાર તે કરતા હતો મલિકા, ફહમીદા, તેનો ભાઈ અને પોતે એક તરફ હતા અને બીજી તરફ તેનો સસરો, તેની મા અને તેના બીજા સગાવહાલા પણ હશે તેના ભાઈ, ભાભી જેવા વજનદાર માણસો તેની પડખે હતા તેથી તેને હિમ્મત આવી, અને જો કે મલિકા હજુ રીસમા હતી તોપણ તેની સાથે વાત કરવાનો તેણે ઠરાવ કર્યો

પોતાની નાની બેટીને પાસે બેસાડીને તેણે પૂછ્યુ "નિશાળે જવાનુ તારૂ કેમ એટલુ બધુ મન છે તે મને કહે"

મલિકા ખીજવાઇને બોલી "તમે મને જવા દેતા નથી, તો પછી મારે તમને કહેવાની શી જરૂર?"

અમીરઅલી બોલ્યો "મે તારી કાકી સાથે એ વિષે વાત કરી છે, ને તે કહે છે કે એને નિશાળે જવા દો"

મલિકા ખુશી થઇ આનદથી બોલી ઉઠી "ઓહો! પિતાજી, હવે તો તમે મને જવા દેશોને?"

બાપે પુછ્યુ, "પણ તે મારા સવાલનો જવાબ હજુ આપ્યો નથી નિશાળે જવાનુ તારૂ એટલુ બધુ કેમ મન છે?

મલિકા બોલી "કારણ કે કાકાનો અલીહુસેન મારા કરતા હોશિયાર થાય એ મને ગમતુ નથી તે હમેશ મને ખીજવે છે કે હુ તો

છોકરો છુ ને તુ તો છોડી છે, માટે મારા જેવી છોડી કેટલુ કરી શકે તે હુ તેને બતાવવા માગુ છુ"

અમીરઅલીએ કહ્યું કે, "પણ તુ કોશિશ કરે નહિ ત્યા લગી તુ કેટલુ કરી શકે તે તને કેમ માલમ પડે? કદાચ તુ નિશાળે જશે ત્યારે તને પાઠ એવા મુશ્કેલ લાગશે કે નિશાળે નહિ આવી હોત તો સારુ થાત એવુ તારા મનમા આવશે'

"ના પિતાજી, એવુ થશેજ નહિ મને પુરી ખાતરી છે કે જો કોઇ મને શિખવે તો ગમે તેવુ મુશ્કેલ પણ હુ શીખી શકીશ'

એ સાભળીને નિશાળે જવાનો પ્રશ્ન કેમે મેનાય એવા હેતુથી અમીરઅલીએ કહ્યુ 'ચાલ ત્યારે હુ પોતે તને શિખવુ તો તારે નિશાળે નહિ જવુ પડે"

મલિકા દિલગીર થઇને બોલી, "ના, પિતાજી, એમ તો બનેજ નહિ એક દહાડો તમે મને શિખવશો અને બીજે દહાડે તમારે બહાર જવાનુ થાય ને વળી ત્રીજે દહાડે કોઇ તમને મળવા આવે તો પછી એમ હુ કયે દહાડે શીખીશ? ના, પિતાજી, જો નિશાળે ન જાઉ તો બરાબર શીખી શકીશ નહિ, માટે તમે મને જવાની રજા આપો"

બાપે ઉત્તર દીધો, "ઠીક ત્યારે, તારો દૃઢ નિશ્ચય છે તો હુ તને જવા દઇશ, પણ જો તારા દાદા ગુસ્સે થશે તો તારે નિશાળ છોડવી પડશે"

એટલે બધે દૂર નજર નાખવાની જરૂર મલિકાને જણાઇ નહિ બસ, તેને રજા મળી હતી અને હાલ તરત તો તેને એટલુજ જોઇતુ હતુ

બીજે દહાડે તેને નિશાળે મોકલવાનો બદોબસ્ત કરવાનુ વચન પિતાજી પાસેથી લીધા પછી મલિકાને એટલો બધો આનદ થયો કે રાત્રે તેને બરાબર ઉંઘ પણ આવી નહિ, અને "હુ છોડી છુ તો પણ, જો, હુ નિશાળે જાઉ છુ, અને થોડા દિવસમા તારા જેટલીજ હોશિયાર થઇ જઇશ" એવુ અલીહુસેનને કહીને ખુશી થવાના વિચારમા ને વિચારમા રાતનો કેટલોક વખત જાગતી રહી

---

## અધ્યાય ૬.

## ફેહમીદા બેગમ

બીજે દહાડે ફેહમીદા બેગમે અમીરઅલીને કહેવડાવી મોકલ્યુ કે મારે તમને ખાસ વાત કહેવાની છે, માટે વહેના આવીને મને મળી જાઓ

તે આવ્યો ત્યારે તેની ભાભીએ તેને કહ્યુ કે, "મલિકાને લાયક એક નિશાળની ભાળ મને મળી છે, તેમા કેવળ ઉચ્ચ વર્ગના છોકરાને દાખલ કરે છે, અને તેના ઉપર એક મિસી સાહેબ દેખરેખ રાખે છે તમારી મરજી હોય તો હુ જાતે જઇને નિશાળ તથા ત્યાનો બધો બન્દોબસ્ત કેવો છે તે જોઇને તમને સઘળી હકીકત જણાવીશ "

અમીરઅલીએ ખુશીથી કબુલ કર્યુ, કારણ કે તેણે એવો વિચાર કર્યો કે ફહમીદા બેગમ જેવી બાઇને હાથે મારી દીકરી નિશાળમાં દાખલ થાય તો તે તેના હકમા ઘણુ સારૂ થાય

ગાડી તૈયાર કરાવીને ફેહમીદા બેગમ બંધ ગાડીએ નિશાળે ગઇ જે કઇ તેણીએ ત્યાં જોયુ ને સાભળ્યુ તેથી તે ઘણી ખુશી થઇ ગાડીમાથી ઉતરતાં મરદની નજર ન પડે એવો બન્દોબસ્ત મિસી સાહેબે પોતે આવીને કરાવ્યો સૌથી સારૂ તો એ થયુ કે, ફહમીદા બેગમ થોડુ અગ્રેજી જાણતા હોવાથી તે અગ્રેજીમાંજ તેની જોડે વાત કરવા લાગ્યાં એથી બધાની નજરમા ફેહમીદા બેગમને ઘણુ માન મળ્યુ

છોડીઓ તો થોડીજ હાજર હતી, પણ તેઓનાં મ્હો તથા કપડા પરથી સ્પષ્ટ જણાતુ હતુ કે તેઓ ખાનદાન કુટુમ્બની હતી જમીન પર ગાલીચો બીછાવેલો હતો, અને દરેક છોડીને લખવા માટે એક એક મેજ મુકેલી હતી દિવાલો પર સુન્દર ચિત્રો અને રગીન અક્ષરમાળાઓ ટાગેલા હતાં ફેહમીદા બેગમ એ સધુ જોઇને વિચાર કરવા લાગી કે ખરેખર મલિકાએ અહીજ આવવુ જોઇએ, અને હુ પોતે એને જરૂર આણીશ વળી આ સઘળુ જોઇને તે એવી છક થઇ ગઇ કે તે અગ્રેજી બોલવાનુ ભૂલી જઇને પોતાનીજ ભાષામા વાત કરવા લાગી પછી તેને જણાયુ કે મને અગ્રેજી આવડે છે ખરૂ પણ તેના કરતા મિસી સાહેબ વધારે સારી રીતે ઉર્દુ જાણે છે

તેણીને મિસી સાહેબે કહ્યુ "એમો, અને અમે કેવી રીતે વર્ગ ચલાવીએ છીએ તે જુઓ." પોતે શીખતી હતી તે વખતના કરતાં કેવી જુદીજ પદ્ધતિ હવે ચાલે છે એ જોઇને અને પોતાની ભત્રીજીને આવી સારી તક મળેલી છે તે જાણીને તે તેની અદેખાઇ કરવા લાગી બધુ જોઇ રહ્યા પછી કેહમીના બેગમ જવાની તેયારીમા હતી ત્યારે મિસી સાહેબે કહ્યુ કે, "મારે તમને જણાવવુ જોઇએ કે આ નિશાળમા અમે ફક્ત સાંસારિક જ્ઞાન આપીએ છીએ એટલુજ નહિ પણ અમે છોકરીઓને ઇશ્વર વિષે અને સ્વર્ગ વિષે પણ શિખવીએ છીએ કેમકે અમે એમ સમજીએ છીએ કે એ સૌથી અગત્યના વિષયો છે"

કેહમીના બેગમ બોલી ઉઠી, "હા, ખરેખર આપણા ખાલેક ખુદા વિષે જાણવાની આપણને ઘણી જરૂર છે, એ વિષય ઘણ કરીને નિશાળોમા ચાલતો નથી, પણ એ તો સૌથી મોટો કામ છે જો એ બધે શિખવવામાં આવે તો ઘણુ સા " મિસી સાહેબ બોલ્યા, "વળી અમે જગત્રાતા પ્રભુ ઇસુ ખ્રિસ્ત વિષે પણ શિક્ષણ આપીએ છીએ, કેમકે ફક્ત તેનીજ મારફતે આપણને ખુદાની પિછાન થાય છે, એમ અમે માનીએ છીએ"

બેગમ જરા બેપરવાઇથી બોલી, "હા, તમે જેને ઇસુ ખ્રિસ્ત કહો છો તેને અમે હઝરત ઇસા કહીએ છીએ પણ એ સા સરખુ જ છે તેના વિષે શીખવાથી કઇ ગેરફાયદો નથી, કેમકે એ પણ અમારા એક પેગમ્બર છે"

વધુ વાતચિત થઇ નહિ કેહમીના બેગમ બને બાજુથી ઘેરેલી ચાદર વડે ઢંકાઇને ગાડીમાં બેઠી એક બારી ઉઘડી હતી, તે પણ તેણે બંધ કરાવી દીધી અને ગાડી ઉપડી જતા જતા તે પોતાના મનમા કહેવા લાગી કે, "હઝરત ઇસા વિષેના શિક્ષણની વાત આ બાઇએ કરી, તે અમીરઅલીને કહેવાની કશી જરૂર નથી અમે ભણેલા છીએ એટલો એ ભણેલો નથી, તેથી કદાચ એ મનિકાને મોકલવાનુ માંડી વાળશે, પણ આપણા પોતાનાજ એક નમી વિષે શીખવાથી કઇ ગેરફાયદો થવાનો નથી જ્યાં લગી આપણને પૂરી ખાતરી હોય કે આપણો પોતાનો દીન ખરો છે ત્યા લગી બીજા દીન વિષે શીખવામાં મને તો કઇ બાધ જણાતો નથી, અને હરેક મુસલમાન એટલુ તો સમજે છેજ કે પોતાનો દીન ખરો છે"

આ પ્રમાણે રહમીનાએ મન વાળ્યુ અને અમીરઅલીને મળી ત્યારે નિશાળ વિષે તેણે એવુ સુન્દર વર્ણન તેની આગળ કર્યું કે હવે તો મલિકાને મોકલવાની ના પાડવી એ અમીરઅલીને વાજબી લાગ્યુજ નહિ સાંજે તેણે મલિકાને કહ્યુ કે "ઘણા દિવસથી તુ નિશાળે જવા માગે છે—એમ છે કે? હવે આજે હુ તારે સારૂ બંદોબસ્ત કરી આવ્યો છુ" આ સાભળીને મલિકા તો બહુજ ખુશી થઇ

પરન્તુ હજુ અમીરઅલીને બધાના બોલ સાભળવાના બાકી હતા તેની મા કહેવા લાગી, "આવુ તે આપણા ખાનદાનમા થાય? આ તને શુ સૂઝયુ?" અને મલિકાના દાદાએ તે સાભળ્યુ ત્યારે તે પણ વહેલો વહેલો આવ્યો અને અમીરઅલીને સમજાવવા લાગ્યો, પણ બધુ ફોકટ અમીરઅલી એક વાર દૃઢ નિશ્ચય કરે તો કોઇ તેનુ મન ફેરવી શકે નહિ અને વળી નાઝીર હુસેન તથા રેહમીના જેવા હિમાયતીનો ટેકો તેને મળ્યો હતો તેથી પોતાનો વિચાર તેણે ફેરવ્યો નહિ

અલીહુસેન કંઇ સદેશો લઇને ઘેર આવ્યો, ત્યારે તેને આ ખુશ ખબર કહેતા મલિકાનો હરખ તો માયજ નહિ તે બોલી, 'કેમ, જો હવે, હુ છોડી છુ તો પણ નિશાળે જાઉં છુને વળી તારા જેટલુ તો હુ થોડાજ દિવસમા શીખી જઇશ ને કદાચ વધારે પણ"

તે છોકરો તેને ખીજવવાને બોલ્યો, "ના ના, શુ તુ એમ ધારે છે કે, છોડીઓનુ મગજ છોકરાના જેવુ હોય છે? એવુ તો કોઇ દહાડો હોયજ નહિ, અને જો તુ સો વરસ નિશાળે જાય તો પણ મને જેટલુ આવડે તેટલુ તો તને કદી આવડશે નહિ"

મલિકા થોડી વાર વિચાર કરીને બોલી, "હુ જાણુ છુ કે તારૂ કહેવુ ખરૂ નથી, કારણ કે કાકી પણ એક વાર નાની છોડી હતા, અને હમણાં તે સો વરસના નથી, તો પણ તેમને તારા કરતા ઘણું આવડે છે"

"ભલે, ગમે એમ હોય, પણ તને તો આવડશેજ નહિ, માટે તુ તો એવી કોશિશ કરતીજ ના," એટલુ બોલીને મલિકાનો જવાબ સાભળ્યા વિના અલીહુસેન ચાલતો થયો

---

## અધ્યાય ૭.

### વધસ્તંભની કથા

જે ઓરડાનો દરવાજો રસ્તા પર પડતો હતો તેમા અમીરઅલી બેઠો હતો, તેવામા એક માણસ માથે પેટી ઉપાડીને જતો હતો, તે ત્યા આવીને ઉભો અને તેને પૂછ્યુ, "તમે કોઇ કિતાબ ખરીદશો ?"

અમીરઅલીએ પૂછ્યુ, "તમે કયી કિતાબો વેચો છો ?" પેલા શખ્સે પેટી ઉતારી અને પુસ્તકો બતાવવા લાગ્યો

તેણે એક નવો કરાર હાથમા લઇને ઉઘાડ્યો તે જોઇને અમીરઅલીને સાનંદાશ્ચર્ય થયુ જે પુસ્તક તે મેળવવા ઇચ્છતો હતો અને તે કેવી રીતે મળે તેનો વિચાર કરતો હતો તેજ પુસ્તક અનાયાસે તેના હાથમા મૂકવામા આવ્યુ ખચિત આ પુસ્તક મારે વાંચવુ નિર્માણ થયુ હશે એવુ તેને લાગ્યુ તેણે તે પુસ્તક ખરીદ્યુ અને પેટીમાના બીજા પુસ્તકો તપાસવા લાગ્યો બધા પુસ્તકો ખ્રીસ્તી ધર્મના હતા તેથી તેણે વેચનારને પૂછ્યુ, "તમે ઇસાઇ છો ?"

તે બોલ્યો, "હા, હુ ઇસાઇ છુ, ને આ કિતાબો હુ એવી ઉમેદથી વેચુ છુ કે જેઓ તે ખરીદે તેઓ આપણા પ્રભુ વિષે જાણે અને ઇસાઇ થાય"

અમીરઅલીએ પુછ્યુ "તમારી કિતાબ ખરીદી હોય અને તે વાચવાથી ઇસાઇ થયો હોય એવો કોઇ મુસલમાન તમે મને બતાવશો ?"

ચોપડી વેચનારનુ મ્હોં ઉતરી ગયુ, પણ તે ફરી હિમ્મતથી બોલ્યો, "હુ તો એના કોઇને ઓળખતો નથી, પણ ખુદા જાણે છે, અને હુ પણ કોઇ દિવસ જાણીશ મારા યત્નો કદાપિ નિષ્ફળ થાય પણ ખુદાનો કલામ કદિ નિષ્ફળ નહિ થશે લાવો, તમે જે કિતાબ લીધી તેમાથી હુ તમને એક વચન બતાવુ એ ઉપરથી મને ખાતરી થાય છે કે મારૂ કામ નિષ્ફળ નહિ થશે"

અમીરઅલીએ નવો કરાર તેના હાથમા મુકયો, તેણે તેમાંથી એક ફકરો કાઢીને ફરી તે પુસ્તક અમીરઅલીના હાથમા મુકીને કહ્યુ, "બિરાદર, આ વાચો"

અમીરઅલી લઇને મોટથી વાચવા લાગ્યો, "એ પછી મે જોયુ, ને જુઓ, સર્વ દેશમાથી આવેલાની, સર્વ કુળ તથા લોક તથા બોલીના માણસોની એક મોટી સભા જે કોઇથી ગણાય નહિ, તેઓ રાજ્યાસનની આગળ તથા હલવાનની આગળ ઉભા રહ્યા, તેઓએ શ્વેત વસ્ત્ર પહેરેલા હતા ને તેઓના હાથમા ખજુરીની ડાળીઓ હતી, ને તેઓ મોટી વાણીએ પોકારીને કહે છે કે, અમારો દેવ, રાજ્યાસન પર જે બેઠેલો છે, તેને તથા હલવાનને તારણસ્તુતિ હોજો" પછી તે કંઇક સમજી શકયો નહિ તેથી પુછ્યુ, "મોટા સમુદાય વિષે તો હુ સમજ્યો, પણ હલવાન એટલે શુ?"

વેચનાર બોલ્યો, "એનો અર્થ એ છે કે આગલા જમાનામા જેમ હલવાન કુરબાનીમા કપાતુ હતુ તેમ આપણુ પાપીઓને માટે પ્રાયશ્ચિત્તરૂપી મોત સહીને વધસ્તંભ પર આપણો પ્રભુ ઇસુ ખ્રીસ્ત મુઓ હતો, માટે તે દેવનુ હલવાન કહેવાય છે"

અમીરઅલી વિચારવા લાગ્યો કે, "વળી પાછો વધસ્તંભ આવ્યો જ્યા હોય ત્યા રાતદહાડો વધસ્તંભજ મારી નજર આગળ આવ્યા કરે છે" તેણે વધુ વાત કરવાનુ મન દેખાડયુ નહિ, તેથી વેચનારે પોતાના પુસ્તકો ગોઠવવા માડ્યા

અમીરઅલી એકલો પડયો કે ખરીદેલુ પુસ્તક તરત વાચવાનુ શરૂ કીધુ તે મનમા કહેવા લાગ્યો કે, પહેલુ શુ વાચુ? પ્રારંભથીજ વાચુ કે વધસ્તંભની વાત કાઢીને તે પ્રથમ વાચુ? પછી તેણે ઉઘાડીને વાચવા માડયુ થોડી થોડી વારે પાનુ ફેરવાતુ તેનો અવાજ ઓરડામા થતો તે સિવાય બીજો કશો અવાજ ઓરડામા થતો નહોતો પરતુ તે વાચતો હતો ત્યારે સ્વપ્નમા દીઠેલો પેલો તેજસ્વી પુરૂષ જાણે કે તેની પાસેજ ઉભેલો છે, એવુ તેને ભાસ્યુ.

એ મહિમાવાન પુરૂષના જન્મની ખબર આપવાને આકાશમાંથી દૂત આવ્યો તેમા નવાઇ શી? તેનો જન્મ દર્શાવનાર પ્રકાશિત તારે

જોઈને પૂર્વના માગીઓ આ યા તેમા પણ અજાયબ પામવા જેવુ કઈ નથી રાનમા પરીક્ષણ કરનાર શેતાન તથા ત્રાતા ઇસુનો બેટો થયો ને દ્વંદ્વયુદ્ધ મચ્યુ એની વાત જ્યારે તેણે વાંચી ત્યારે તેના મનમાં વિચાર આ યો કે, "રે શેતાન, આઘો જા" એ શબ્દો બોલવાની જરૂર કેમ પડી હશે કારણ કે એ ગૌરવી પુરૂષની દૃષ્ટિજ શેતાનને નસાડવા બસ હતી આંધળા આન્ના તે દેખતા થઈને ચાલતા ગયા કોઢિયા શુદ્ધ થઈને ગયા ભૂત વળગેલા આવ્યા તે શુદ્ધિમા આવી ગયા અને કપડા પહેરતા થયા આ બધુ વાચીને તે તો દગ થઈ ગયો પૃથ્વી પર સુથારના દીકરા તરીકે ઓળખાતો હતો તે પોતાના શિષ્યોની આગળ સૂર્ય કરતા વધારે તેજથી પ્રકાશના મુખ સહિત તથા ઝ ખવી નાખે એવા ઉજળા લુગડા સહિત દેખાયો એ પહાડ પરના અદ્દભુત દેખાવની વાત વાચીને તને ત્રણીજ અસર થઈ

આ દેખાવ અમીરઅલીની આગળ ચીતરવાની શી જરૂર, કેમકે તેણે પોતે ઝ ખવી નાખે એવો પ્રકાશ દર્શનમા દીઠો હતો

વાચવામા તલ્લીન થઈ ગયો હતો એવામા તેણ કોઇના પગલા સાભળ્યા બે માણસો મલિકાને પાલખીમા બેસાડીને નિશાળેથી ઘર લાવ્યા, અને પાલખી અમીરઅલીની નજીક મૂકી હવે આગળ ન ચાલશે નહિ માટે અમીરઅલીએ તે પુસ્તક મુકી દીધુ અને મલિકાની વાત સાભળવા લાગ્યો

મલિકાની બધી ધારણા પૂરી પડી હતી દરરોજ સવારે તે પાલખીની રાહ જોતી અને કોઇક વાર જ્યારે પાલખી નહિ આવતી ત્યારે તે બહુ રડતી મિસી સાહેબના સારા સ્વભાવ વિષે, અભ્યાસમા પડતી મઝા વિષે, અને બીજી છોડીઓ સાથે મળવાથી થતા આનદ વિષે મલિકા વાત કરતી તે અમીરઅલી સાભળતો

અ જે પણ એવી એવી વાતો કરવાની હતી પોતે જે શીખી હોય તે પોતાના બાપની આગળ સઘુ બોલી જાય અને અભ્યાસમા જે પ્રગતિ થઈ હતી તે વિષે અમીરઅલી વખાણ કરે ત્યા સુધી મલિકાને ચેન પડતુ નહિ

અમીરઅલી પોતાની બેટીના પ્રફુલ્લિત મુખ સામે જોઇને જે વાત તે હોસભરી કરતી હતી તે સાભળતો હતો ત્યારે તેને નીચે પ્રમાણે વિચારો આવવા લાગ્યા —કદાચ એના દાદાનુ કહ્યુ ખરૂ પણ પડે આનુ પરિણામ કેવુ આવશે? કાઇક નજીકના સગાને ત્યા પ્રસગોપાત મળવા જાય એટલુજ મલિકાને માટે થવાનું, બાકી તો ઝનાનખાનામાજ એનુ જીવતર પુરૂ થવાનુ ગાડીમા બેસીને ફરવા જવાનુ અને અગ્રેજી રીત પ્રમાણે સરસામાનવાળા બગલામા રહેવાનુ એ ફેહમીદા બેગમને માટે તો સારૂ છે, પણ મારી મલિકાના નસીબમા તો એવુ કયાથી હોય! અને કોને ખબર કે પાછળથી કદાચ એવો પણ સમય આવે કે એમ કહેવુ પડે કે એ ભણીગણી ના હોત તો ઠીક થાત! મે તો એનુ સુખ વધે એવુ ધારીને એનુ કહ્યુ કબૂલ રાખ્યુ છે પણ પરિણામે જો એથી એના દુ ખનો વધારો થાય તો પછી કેમ થશે?

મલિકા પોતાના બાપનુ મુખ ગભીર જોઇને વાત કરતી કરતી અટકી ગઇ અને બોલી ઉઠી કે, "પિતાજી, તમે કેમ વિચારમા પડયા છો?

તે બોલ્યો, "બેટા, હુ એ વિચાર કરતો હતો કે તુ મોટી થશે ને નિશાળેથી ઉઠી જશે ત્યારે તુ શુ કરશે?"

બાળા બોલી "કેમ બાપા, એમા વળી વિચાર શેનો કરવાનો? બીજી છોડીઓની શાદી થાય છે તેમ મારી પણ શાદી થશે, પણ પિતાજી, તમારે તો મારી સાથેજ આવીને રહેવુ પડશે, કારણ કે તમને મુકીને જવાનુ તો મને જરા પણ નહિ ગમે પિતાજી, તમે વચન આપો કે, આપણે સાથેજ રહીશુ"

બાપે કહ્યુ, "હા, બેટા, હુ તને વચન આપુ છુ આપણે સાથે રહીશુ" મલિકાને ટાઢી પાડવાના વિચારથી તેણે એમ કહ્યુ પરતુ પોતાનુ વચન પુરૂ કરવામા કદાચ કેવી મુસ્કેલીઓ નડશે તેનો વિચાર તે કરવા ચહાતો નહોતો

---

## અધ્યાય ૮.

## તેણે વધસ્તંભનું દુઃખ વેઠયું

સુવાર્તા વાચતો હતો તેટલા દિવસ અમીરઅલી વાચનગૃહમાં ગયોજ નહિ, ઉપદેશક તેને કંઈ પૂછે અથવા પોતે શું કરતો હતો તે કહી દેવાની જરૂર પડે એવું તે ચહાતો નહોતો

તેના ઘણા ઇસ્લામી બિરાદરો પણ એવીજ રીતે વાચતા હતા એ તે જાણતો હોત તો એ છુપાવવાની ઇચ્છા કરત નહિ પણ તે એમ સમજતો હતો કે હું કુરાને શરીફના ફરમાનથી મુખાલિફ વર્તું છું

વધસ્તંભ સંબંધીની વાત તે વાચવા લાગ્યો ત્યારે તેને ઘણીજ શાંતિ થઈ, તથાપિ જેમ જેમ તે આગળ વાચતો ગયો તેમ તેમ તેના મનમાં નિરાશાની લાગણી થઈ આવી, જાણે દર્શનનો પ્રકાશ ઝાંખો થઈ ગયો હોય, અને વધસ્તંભમાં પણ કંઈ જોવા જેવું ન હોય એવું તેને લાગ્યું

સુવાર્તાઓમાં જેમ જેમ અમીરઅલી આગળ વાચતો ગયો તેમ તેમ પ્રભુ પોતાના થનાર મોત વિષે જાણતો હતો અને તે વિષે વાત કરતો હતો એ જાણીને તેને ઘણી અસર થઇ પોતે પોતાને બચાવી શકે એવું પ્રભુ જાણતો હતો, છતાં જાણીજોઇને જોખમની જગ્યાએ તે ગયો. તેણે શા માટે એમ કર્યું હશે?

ગેથસેમાને બાગમાંના દેખાવની વાત વાચીને તેને ઘણી નવાઇ લાગી આવા અસહ્ય દુઃખ વિષે મેં કદિ વાંચ્યું નથી, તો એવું દુઃખ વેઠવાનું તેને શું પ્રયોજન હતું, "મારો જીવ મરવા જેવો અતિ શોકાતુર છે ઓ મારા બાપ, જો બની શકે તો, આ વાટકો મારાથી દૂર કર, તો પણ મારી ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ." એવું પ્રભુ બોલ્યો જે પુરૂષને તેણે સ્વપ્નમાં જોયો હતો તે તેજ હતો એવું તે નક્કી માનતો હતો, તો પછી તેને આવું દુઃખ સહન કરવાની શી જરૂર હતી? એવા એવા વિચારો તેના મનમાં આવવા લાગ્યા

પ્રભુ પોતાના વરીઓની વચમાં એકલો ઉભો હોય, અને અમે તારા પર ઘણો પ્રેમ અને ભાવ રાખીએ છીએ એવી એવી વાતો જે શિષ્યોએ કરી હતી તેઓ પોતાનીજ સલામતીનો વિચાર રાખીને નાસતા

હોય એવો દેખાવ તેની નજર આગળ આવ્યો, પછી એ તજાએલા પ્રભુએ પોતે, શિષ્યો તેને મુકીને જતા રહેશે એ વિષે, કેવુ ભવિષ્ય કહ્યુ હતુ તે તેને યાદ આવ્યુ, એ કેવુ અજબ હતુ!

"દેવનો દીકરો જે ખ્રીસ્ત તેજ તુ છે કે નહિ, એ અમને કહે," એ વાત જ્યારે તેણે વાચી ત્યારે તો તે થથરી ગયો પરતુ, "હવે પછી માણુસના દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેઠેલો તથા આકાશના મેઘ પર આવતો તમે દેખશો," એ તેનો ઉત્તર વાચીને તેને આશ્ચર્ય લાગ્યુ મુખ્ય યાજકે ભલે પોતાના વસ્ત્ર ફાડીને એમ કહ્યુ હોય કે, "તેણે દુર્ભાષણ કર્યુ," પરતુ અમીરઅલી તો અનુભવથી જાણતો હતો કે, જે તેને સ્વપ્નમા દેખાયો હતો તે બીજાઓની આગળ પણ પોતાને સહેલથી પ્રગટ કરી શકે, તેમજ તેના ઉપલા ઉત્તરમા વર્ણવ્યા મુજબ તેનુ ફરીથી આવવુ પણ એજ પ્રમાણે થાય એ વાત પણ બનવા જોગ છે

જ્યારે ઠઠ્ઠા વિષે, થુકવા વિષે, નિંદા વિષે, નકાર વિષે તથા તમાચો મરવા વિષે તેણે વાચ્યુ ત્યારે તો તે વણો ઉશ્કેરાઇ ગયો, તે પોતાના મનમા કહેવા લાગ્યો કે તેણે એવુ શુ કર્યુ હતુ કે જેથી તેની સાથે તેઓ આવી રીતે વર્ત્યા? પ્રેમ કર્યાના બદલામા દુસ્મનાઇ, સાજા કર્યાના બદલામાં માર, અને જીવતા કરવાના બદલામા મોત એવુ કોઇ વાર બન્યુ હશે?

જાબુઓ ઝભ્ભો તથા કાટાનો મુગટ પહેરીને ઉભેલો પુરૂષ તે પેલી રાત્ર દર્શનમા દીઠેલો તેજસ્વી પુરૂષ કે બીજો? ઝભ્ભો તથા મુગટ પહેરેલાની સામે એક જણુ મસ્કરીમાં નમ્યો હતો, પરતુ હુ તો મે દીઠેલા પુરૂપની આગળ પુરા ભાવથી નમન કરવા ચહાતો હતો

પછી વધસ્તભ ઉભો કરવામાં આવ્યો પેલા લાકડાને તથા મોટા ખીલાને તે સારી પેઠે સમજતો હતો એ વધસ્તભ ઉપર એવા ક્રર મોતને લાયક જે ખુની તથા અપરાધી હતો તે નહિ પણ રોગ સાજા કરનાર, તારનાર તથા જીવનદાતા હતો તે જડાયો તેની આસપાસ ઉભેલા લોકો તેનો નકાર કરે, તેને દુખ દે અને તેને મારી નાખે એવો તેને તે યોગ્ય નહોતો, પરતુ તેઓ તેના પર પ્રેમ રાખે ને તેના આભારી થઇ રહે તેને તે યોગ્ય હતો એ કોણ હતો તે અમીરઅલી તો ખાતરીથી

જાણતો હતો  કેમકે વધસ્તંભની પાસે ઉભેલા પુરૂષના હાથમા તેણે જખમ જોયો હતો  જેના વિષે તેણે વાચ્યુ હતુ તે અને જે તેને સ્વપ્નમા દેખાયો હતો તે એકજ હતો

"તેણે બીજાઓને બચાવ્યા, પણ પોતાને તે બચાવી શકતો નથી" એ શબ્દો તેણે વાંચ્યા, પણ પાતે સમજતો હતો કે એ બોલવુ વાજબી નહોતુ  તે પોતાને બચાવવાને શક્તિવાન હોવો જોઇએ, કેમકે તેણે આવા મહાન તથા પરાક્રમી કામો કર્યા હતા, તો શા માટે તેણે એમ ન કર્યું ? આ પ્રશ્નનો ઉત્તર આપવાને ત્યા કોઇ હાજર નહોતુ, પરંતુ પાઠ ળથી તેનો ઉત્તર મળ્યો, અને ત્યારે, મહિમાનો પ્રભુ મરણ, હા, વધસ્તંભના મરણ સુધી કેમ આધીન થયો તે અમીરઅલી સમજ્યો, અંધકાર થઇ ગયો, ખડકો ફાટી ગયા ધરતીકંપ થયો, કબરો ઉઘડી ગઇ, મુએલા ઉઠડાયા, એ બધુ તેણે વાચ્યુ ત્યારે તે ઘણો દુઃખ ગવા લાગ્યો, કેમકે તે એમ સમજ્યો કે, જો કે માણસ તો આવા પવિત્ર પુરૂષને મારી નાખવા જેવા આંધળા અને નિર્દયાના થયા પણ પૃથ્વી પોતે તેઓની વિરૂદ્ધ સાક્ષી પૂરે એ વાજબી છે

અમીરઅલીથી આગળ વચાયુ નહિ  તેણે પુસ્તક બંધ કર્યુ, અને માથુ નમાવીને વિચારમા પડયો  ઓરડામા તો પોતે એકલોજ હતો, અને પુરી ચુપકી કેનાએલી હતી, પણ તેને એવુ લાગ્યુ કે જાણે કોઇ મારી નજીક ઉભેલુ છે  જાણે કે સ્વપ્નમે જડાએલો પુરૂષ મારી નજીક ઉભો છે  તેને એવુ લાગ્યુ કે, જો આખ ઉઘાડીને જોઇશ તો તેના હાથમા થએલા ખીલાના જખમો મારી નજરે પડશે

તેની નજીક ઉભેલો પુરૂષ જાણે કશાની રાહ જોતો ઉભો રહ્યો ન હોય એવુ તેને લાગ્યુ

અમીરઅલી મનમા વિચારવા લાગ્યો કે, હુ એક ઇસ્લામી, માગ જેવા પાસેથી એ શુ માગતો હશે ? વળી, દર્શનની રાત્રે જેમ તેને લાગ્યુ હતુ તેમ હમણા તેને લાગ્યુ કે જાણે એ અદૃશ્ય વ્યક્તિની આગળ શરણ થઇ જઇને નમી પડુ, પણ ફરીવાર તેણે એ લાગણીને ખાળી ને પછી તેને એવુ લાગ્યુ કે ઓરડામા હુ એકલોજ છુ

---

## અધ્યાય ૯.

### આમંત્રણ

થોડા દિવસ બાદ અમીરઅલી ફરી નાઝીરહુસેનને ત્યાં ગયો તે બહારગામથી આવેલો હતો વળી તે તેના અભ્યાસ કરવાના ઓરડામાં હતો તેથી અમીરઅલી ત્યાં ગયા જોકે બૅરીસ્ટર સાહેબ લખવાના ઘણા કામમાં હતો, તો પણ કામ મૂકી દઇને ખુશીથી પોતાના ભાઇ જોડે વાત કરવા લાગ્યો

અમીરઅલીએ ઓરડામાં ચોતરફ નજર નાખી તો પોતાની સ્થિતિ અને પોતાના ભાઇની સ્થિતિમાં કેવો મોટો ફરક છે એ વિચાર તેને આવ્યા વિના રહ્યો નહિ પોતાનું ઘર જોકે બીજા કેટલાક ઘરો કરતાં ચઢિઆતું હતું ખરૂં, પણ તેમાં સુખસાધન કે શોભા જેવું કંઈ નહોતું તેના ઘરમાં જે સરસામાન હતો તે માત્ર કાથીભરેલા ખાટલા અને થોડી ભાંગીતૂટી ખુરશી સિવાય બીજું કંઈ નહોતું પરંતુ આ ઓરડામાં તો ગાલીચો પાથરેલો હતો પુસ્તકોનું એક કબાટ હતું, તેના ખાના સુંદર બાંધણીવાળા પુસ્તકોથી ભરેલા હતા વળી વચ્ચોવચ એક લખવાનું મેજ હતું, અને એક ગૃહસ્થના અભ્યાસના ઓરડામાં જેવો સરસામાન જોઇએ તેવો બધ ગોઠવેલો હતો બહારથી પંખો ખેંચાતો હતો, જેથી બહાર ઘણી ગરમી હોવા છતાં ઓરડામાં ઠંડક લાગતી હતી નાઝીરહુસેનનો દેખાવ પણ એક કેળવાયના અને સુઘડ ગૃહસ્થના જેવોજ લાગતો હતો

અમીરઅલી એના ભાઇની રૂબરૂમાં હમેશ શરમાતો, તેથી તેણે મન ખોલીને વાત કરી નહિ અને અહીંતહાંની વાતો કરી નહિ, પણ નાઝીરહુસેનની મુસાફરી વિષે વાત કાઢી અને પૂછ્યું કે, "મુકરદમામાં તમે જીત્યા કે?"

નાઝીરહુસેને એ બધા હેવાલ આપ્યા પછી મલિકાની ખબર પૂછી અને કહ્યું કે, "એ નિશાળે જાય છે એ જાણીને હું ઘણો ખુશી છું" વળી તેણે ઉમેર્યું કે, "નરડા મૈરાના બંધનમાં ન રહેવા જેટલું ડહાપણ તમારામાં છે એ જોઇને હું ઘણો ખુશી છું"

અમીરઅલી બોલ્યો, "તમે એમ બોલી શકો, કારણ કે તમે એવા બૈરાંથી છુટા છો પણ મારી સ્થિતિ તો હુંજ જાણું છું, કારણ કે મારે તો તેમના બોલ રોજ સાંભળવા પડે છે તેઓ એમ સમજે છે કે મલિકા નાશને માર્ગે જાય છે અને મને ઘડી ઘડી એ વાત વિષે કનડયા કરે છે"

નાઝીરહુસેન બોલ્યો 'તેઓ છો એમ કહેતા તમે તો સમજુક છો, અને વળી તમે એના બાપ થાઓ જો માટે તમે જે કરો તે ખરૂ આપણે જુવાનિયાઓએ એક મુશ્કેલ કામ કરવાનુ છે એટલે, આપણા લોકો આટલા વખત સુધી જે વહેમરૂપી રીતરિવાજો ધરાવતા આવ્યા છે તે તોડી નાખવાના છે, અને જે રિવાજોની સાંકળોમા જકડાઇ રહેલા છે તે ભાગી નાખવાની છે એમ કરવામા જો આપણને વેઠવુ પડે તો ફિકર નહિ આવતી પેઢીના લોક પર આપણે મોટો ઉપકાર કર્યો કહેવાશે"

અમીરઅલીએ ઉંડો નિશ્વાસ નાખ્યો તેને તો બીજી પેઢી પર ઉપકાર કરવા કરતાં પોતાના સુખની વધારે ફિકર હતી એના ભાઇની સ્થિતિ તો ઘણી સારી હતી અને તે તો મનમાનતી મોજ માણી શકે એમ હતુ

નાઝીરહુસેન બીજી વાત ઉપાડીને બોલ્યો, "અરે, હા, વાત પરથી વાત મને યાદ આવી કે એક ભાષણ થવાનુ છે તેમા મને આમંત્રણ કરેલુ છે, અને એક મિત્રને પણ લઇ જવાની મને ભલામણ કરી છે તમારી આવવાની મરજી હોય તો ચાલજો"

અમીરઅલીએ પૂછ્યુ, "ભાષણ શા વિષે છે?"

નાઝીરહુસેને પોતાની મેજ પરના કાગળિયામાંથી એક કાર્ડ શોધી કાઢ્યો, તેમા લખેલુ હતુ કે, "ગુડ ફ્રાઇડે અને ઇસ્ટર સન્ડે ।। વિષય પર મૅજીક લૅન્ટર્ન વડે ચિત્રો બતાવવામા આવશે"

અમીરઅલી પોતાના ભાઇની પેઠ અંગ્રેજી જાણનો નહોતો તેથી તેને વાંચીને સમજતા વાર લાગી વાંચી રહ્યા પછી કાર્ડ મેજ પર મૂકીને બોલ્યો, "આપણને તો એમા કંઇ બહુ મઝા પડશે નહિ"

બૅરિસ્ટર બોલ્યો, "મને લાગે છે કે, આ દિવસોના નામ એવાં કેમ અને કેવી રીતે પડયાં તે સમજાવવામા આવશે, પરંતુ હમણાં

આપણે સમજીએ છીએ તે કરતા એમાં કઇ વધારે અર્થ હશે  તમે જનુઓની, ગુડ ફ્રાઇડેને દિવસેજ એ ભાષણ થવાનુ છે, અને એ પછીનો રવિવાર તે ઇસ્ટર સન્ડે છે ”

અમીરઅલી જાણે વિચારમા પડયા હોય તેવી રીતે બોલ્યો, “ગુડ ફ્રાઇડે એ તો નવાઇ જેવુ નામ છે”

નાઝીરહુસેન બોલ્યો, “તમે નથી જાણતા? ઇસાઇઓ કહે છે કે, હઝરત ઇસા એ દહાડે મરણ પામ્યો, તેથી એ નામ પાડેલુ છે”

અમીરઅલી ચમકી ઉઠયો  વળી પાછો અણધારી રીતે અને અણધારી જગોએ વધસ્તભનો વિષય તેની આગળ ધરવામા આવ્યો, તેથી તેણે જરા અજાયબ થઇને કહ્યુ કે, “ત્યારે તમારો જવાનો વિચાર છે?”

નાઝીરહુસેન બોલ્યો, “હા, હુ કદાચ જઇશ  આવો વિષય છે તેથી એમ તો નહિ  અથવા એ વિષય વિષે મને જાણવાનુ મન છે તેથી એમ પણ નહિ, પરતુ જે ગ્રહસ્થ ભાષણ કરનારો છે તે મારો મિત્ર છે, ને તેને માટે મને ઘણુ માન છે  તેમ તેણે પોતે આવીને આ આમત્રણનો કાર્ડ મને આપ્યો માટે હુ તેને ના કહી શકયો નહિ”

એ કદાચ ઉપદેશક હશે એવુ ધારીને અમીરઅલીએ પુછ્યુ, “એ ગ્રહસ્થ અગ્રેજ છે કે હિદી?”

બૅરિસ્ટરે જવાબ દીધો કે, “હા, તે અગ્રેજ છે  એ એક પાદરી સાહેબ છે, અને એવા વિષયો પર વાત કરવાનુ અને ઉપદેશ કરવાનુ તેનુ કામ છે”

જાઉં ન જાઉં એ સરખુજ છે એમ ધારીને અમીરઅલી બેપરવાઇથી બોલ્યો, “જો તમે જવાના હો તો હુ પણ સાથે આવીશ” પણ મનમા તો તે જવા ઘણુ ચહાતો હતો, કારણ કે હઝરત ઇસા જે દિવસે મુઓ તે ગુડ ફ્રાઇડે કહેવાતો હોય તો ભાષણનો વિષય ખ્રીસ્તનો વધસ્તભ હોવો જોઇએ, એમ તે સમજતો હતો  વળી તે માનતો હતો કે સુવાર્તા વાચતી વેળા મારા મનમા જે ઘણી શકાઓ ઉભી થઇ તેમાની કેટલીકનો ખુલાસો કદાચ મને મળી શકશે  એક વાત વિષે તેની ખાતરી થઇ

ગઇ હતી કે ખ્રીસ્તનુ મોત બીજા કોઇ માણુસના મોત કરતા જુદા પ્રકારનું હોવુ જોઇએ, અને તેનુ મોત શા કારણથી એવુ જુદા પ્રકારનુ હતુ અને મારા જેવા મુસલમાનને માટે એનો શો ખાસ અર્થ છે તે તે સમજવા ચહાતો હતો

શુક્રવારે કયા મળવુ તેની ગોઠવણ કરીને અમીરઅલી જવા નીકળ્યો પણ જે ખાસ કામને માટે તે આવ્યા હતો તે વિષે તો વાત કરવાની તદન ભુલીજ ગયો

આવી ગોઠવણથી અમીરઅલી ખુશ થયો, કારણ કે બેરિસ્ટર નાઝીરહુસેનની સાથે જાહેર જગાએ જવામાં તે માન ગણતો હતો વળી તે એવુ ધારતો હતો કે, એની સાથે હોઉં તો ભાષણ સાભળવા જવામા મને કઇ ભય નથી, કારણ કે એથી ખ્રીસ્તી ધર્મ પ્રત્યે મારૂ વલણ છે એવો શક કોઇના મનમા આવશે નહિ

વળી જે વિષય થોડા વખતથી તેના મનમા રમી રહ્યો હતો તેના વિષે વધારે જાણવાની આ સારી તક મળી એ જાણીને તેને સતોષ થયો હતો, જો કે ઉપરઉપરથી તો તે એવુ બતાવતો નહોતો

તે એવુ ચહાતો હતો કે ભાષણ હિન્દુસ્તાનીમા અપાય તો સારૂ નાઝીરહુસેનને તો તે વિષે તેણે કઇ કહ્યુ નહિ, પણ પોતે સમજતો હતો કે અગ્રેજીમા ભાષણ થશે તો હુ બરાબર સમજી શકીશ નહિ, એવા વિષયનો ખુલાસો થાય અને તેનાથી ન સમજાય એ તો મૃગજળ જોઇને ટટળાવા જેવુ થાય, તો પણ તેણે આશા રાખી કે જે કઈ થશે તે સારૂજ થશે

---

## અધ્યાય ૧૦.

### ભાષણ

નાઝીરહુસેનની ગાડી આવી પહોચી ત્યારે વાચનગૃહમા લોકોનો ઠીક જમાવ થયો હતો ભાષણકર્તાએ બન્ને ભાઇઓને સારો આવકાર દીધો, અને સારી જગા શોધી કાઢીને તેમને બેસાડયા

દગાવેને વખતે બત્તીઓ હોલની નાખવામા આવી, કારણ કે મૅજીક લૅન્ટન વડે ચિત્રો બતાવવાના હતાં, અને ભાષણ પણ શરૂ થઇ ગયુ

ભાષણકર્તાએ પોતાના ભાષણની શરૂઆતમા કહ્યુ કે, "આપ સૌ જાણો છો કે આજનો દિવસ ગુડ ફ્રાઇડ કહેવાય છે, અને એ દિવસ તો જગત્રાતા પ્રભુ ઇસુ ખ્રીસ્તના મોતનો વાર્ષિક ઉત્સવ છે માટે ઇસુ ખ્રીસ્તનુ મોતબીજા કોઇના મોત કરતા જુદાજ પ્રકારનુ થયુ તેનુ શુ કારણ, અને જો કે પ્રભુ ઇસુએ આસરે ઓગણીસમો વરસ અગાઉ જીવ આપ્યો હતો તો પણ આજે જગતમા એજ સૌથી મહાન અધિકારી છે એ કેમ બન્યુ, એ બ વાત વિષ આજ સાજે આપણે વિચાર કરીશુ "

પહેલુ જે ચિત્ર પડદા પર પડ્યુ તેમા આ પ્રમાણેનો દેખાવ હતો શુદ્ધ તથા ઉજળા વસ્ત્ર પહેરેલો એક પુરૂષ હતો તેનુ મુખ તથા વસ્ત્રો કોઇ દિવ્ય પ્રકાશથી પ્રકાશતા હતા, બીજા બે જણ તેની પાસે ઉભા રહીને તેની સાથે વાત કરતા હતા, અને બીજાઓ ગભરાટ તથા અજાયબીથી તેઓ તરફ ટગર ટગર જોતા હતા

ઉજળા વસ્ત્ર પહેરેલો પુરૂષ કોણ હતો તે કહેવાની જરૂર નહોતી, પોતાની સપૂર્ણ પવિત્રતાને લીધે જે સર્વથી નિરાળો તેજ એટલે ઇસુ હતો, એવુ સ્વાભાવિક બુદ્ધિથી સૌ કોઇ સમજી ગયા ભાષણકર્તાએ કહ્યુ કે, બીજા બે જણમાનો એક તો યહુદીઓના નિયમ આપનાર મુસા છે, અને બીજો પેગમ્બરોમા સૌથી મોટો એટલે એલીયાહ છે તેઓ બન્ને પૃથ્વી પર આવીને પહાડ પર ઉભા રહ્યા છે, અને જગતના

ત્રાતાની સાથે વાત કરે છે તેઓ શા વિષે વાત કરે છે? જ્યાંથી તેઓ આવ્યા હતા ત્યાંના, એટલે સ્વર્ગમાંના, વાતો વિષે તેઓ વાત કરતા નહોતા તેમજ પ્રીતિના તથા દયાના જે મહાન કામો થયા હતા તે વિષે તેઓ વાત કરતા નહોતા, પણ તેઓમાંના એક જણના થનાર મોત વિષે તેઓ વાત કરતા હતા આખી પૃથ્વી પર જેને એકલાનેજ જીવન આપવાનો અધિકાર હતો તે પોતે પોતાના જીવનું અર્પણ કેવી રીતે ને શા કારણથી કરવાનો હતો તેના વિષે તેઓ વાત કરતા હતા

એ અદ્ભુત સંવાદમાં શી શી વાતચિત થઈ તે તો આપણે જાણતા નથી, પણ કયા વિષય પર તેઓએ વાત કરી તે આપણે જાણીએ છીએ અને એ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જગતના ઇતિહાસમાં સૌથી અગત્યનો બનાવ બનવાનો સમય આવી પહોંચ્યો હતો તે બનાવ વિષે પૃથ્વી પરના લોકના મનમાં તો ખ્યાલ પણ નહિ હોય તે અગાઉ ઘણા વખતથી સ્વર્ગમાં તો એ વાત જાણીતી હતી

વળી જે વાત બીજા કોઇના મોતના સંબંધમાં આપણને ન મળે તે પ્રભુના મોતના સંબંધમાં આપણને માલુમ પડે છે, એટલે કે ઇસુ જ્યાં ને ત્યાં જીવન તથા આરોગ્યતા સર્વને આપતો હતો એમ છતાં તે અસલથી જાણતો હતો કે વધસ્તંભ પર હું મરવાનો છું, પણ વધસ્તંભ તો તેની દૃષ્ટિ આગળ ને આગળજ ખડો રહેતો તે પોતાના શિષ્યોને ઘણીવાર કહેતો કે "માણસના દીકરાએ ઘણું સહેવું, ને વડીલોથી તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રીઓથી નાપસંદ થવું તથા માર્યાં જવું, ને ત્રીજે દહાડે પાછા ઉઠવું જરૂરનું છે" એ વાતનો ખરો અર્થ શું તે તેના શિષ્યો સમજતા નહોતા

ત્યાર પછી ઇસુએ કરેલા સૌથી મોટા ચમત્કારનું ચિત્ર આવ્યું, એટલે ચાર દહાડાના મુએલા લાજરસને સજીવન કર્યો તે એ ચમત્કારને લીધે તેના શત્રુઓનો પ્રભાવ ઘણોજ વધી ગયો, અને અગાઉના કરતા એ જીવનદાતાને મારી નાખવાનો તેઓનો ઠરાવ વિશેષ દૃઢ થતો ગયો પછી આવ્યું રાજનગર યરૂશાલેમમાં રાજાના પ્રવેશનું ચિત્ર, જેને તેઓ અપરાધી ગણવાના હતા, જેને તેઓ નાપસંદ કરવાના હતા, તેણે જયવાનની પેઠે સ્વીકારાવું જોઇએ અને થયું પણ એમજ, "વધસ્તંભે જડાવ, વધસ્તંભ

જડાવ," એવી બૂમ જેઓ પાડવાના હતા તેઓએ "પ્રભુને નામે જે આવે છે તે આશીર્વાદિત છે" એવા હોકારા કરીને નગરને ગજાવી મૂક્યુ

ત્યાર પછી ગુરૂને પરસ્વાધીન કરવાના બદલામાં લેવાનુ મૂલ્ય ઠરાવતા શિષ્યનુ, પાસ્ખાની તયારીનુ વાળુ કરતી વેળાનુ, એ ચિત્રો આવ્યા પછી સ્વર્ગના સ્વામીએ પોતાના નબળા તથા ભુલનાર શિષ્યોના પગ નીચા નમીને ધોયા તેનો દેખાવ, અને પરસ્વાધીન કરનાર જે સ્થળે તેની શોધ કરે એવુ પોતે જાણતો હતો ત્યા ઇસુ તેઓને લઇ ગયો તે દેખાવ સભાની આગળ મૂકવામા આવ્યા નિર્જન બાગમાં દુ ખ તથા સ તાપના બોજ નીચે દબાએલા, ઘુટણે પડેલી એકલીએકજ વ્યક્તિનુ ચિત્ર દેખીને પ્રેક્ષકોમા પૂરી ચૂપકી પ્રસરી ગઇ ભાષણકર્તાએ કહ્યુ કે, ઇસુને થએલા દુ ખ તથા સતાપ તે પાપને કારણે હતા પણ તે કયા પાપ ? તેના પોતાના નહિ, પણ આપણાં તથા બીજાઓના અમીરઅલી લક્ષ દઇને જોતો હતો તથા સાભળતો હતો, કેમકે તે જાણવા ચાહતો હતો તેજ વાત ભાષણકર્તા કહેતો હતો પવિત્ર તથા નિષ્કલ ક ત્રાતા પાપની સઘળી ભુ ડાઇના તથા તેની શિક્ષા એટલે મોતના નિકટના સ બધમા આવ્યા ત્યારે તેને દુ ખ તથા સ તાપ થયા વિના કેમ રહે !

એ દેખાવ ઘણો શોકજનક હતો, પણ પછી તરત બીજુ ચિત્ર આવ્યુ, વિશ્વાસઘાતી શિષ્ય સિપાઇઓની મોખરે ચાલતો આવે છે બીકણ શિષ્યો કેવળ પોતાના જાનની સલામતીનો વિચાર રાખીને નાસ-ભાગ કરે છે ગુરૂ તો પોતા વિષે કઇ કાળજી ન રાખતા શિષ્યોનાજ જાન બચાવવાનો વિચાર રાખતો હતો

તહોમત મૂકનારાઓ ઇસુ ઉપર કોઇ આરોપ મેલી શકયા નહિ, અને ન્યાયાધીશે પણ કહ્યુ કે, "આ માણસમા મને કઇ અપરાધ જણાતો નથી" તેમ છતા તે તેને છોડી દઇ શકયો નહિ આવી અસાધારણ તપાસનો અર્થ શો તે પ્રેક્ષકો બરાબર સમજ્યા નિર્દોષ ઠરાવેલા કેદીને અપરાધીની પેઠે વધસ્તભે જડાતો તેઓએ દીઠો અને તેના પર કઇ તહોમત સાબિત થયુ નહોતુ માટે તહોમતનામાને બદલે આ શબ્દો લખ્યા કે,

"આ યહુદીઓનો રાજા છે."

ત્યાર પછી એક બીજુ ચિત્ર આવ્યુ, તેમાં મધ્યાન્હ છતાં સૂર્ય અંધકારરૂપ થઇ ગયો હતો, જાણે કે આ થએલો ક્રુર અન્યાય તે સાંખી શકયો નહિ

"બીજાઓને તેણે બચાવ્યા, તે પોતાને બચાવી નથી શકતો," એવુ વેણુ તેના દુશ્મનો બોલ્યા તે એમની મતલબ પ્રમાણે સત્ય નહોતુ, છતા એ સત્ય હતુ અમીરઅલી ધ્યાન દઇને એ વાત સાંભળવા લાગ્યો તે પોતાને બચાવવા શક્તિવાન હતો છતા તેણે એમ શા માટે ન કર્યું તે સમજવા તે ઘણોજ આતુર હતો ભાષણકર્તાએ કહ્યુ, "આપણે એ શબ્દોનો વિચાર કરવો જોઇએ એ સત્ય હતા કે નહિ તે આપણે તપાસીએ શુ પ્રભુ ઇસુ પોતાને બચાવી શકયા હોત? પોતાના દુશ્મનોના હાથમા તે લાચાર થઇ ગયો હતો તેથી તે મુઓ શુ?"

"જરા ધ્યાન કરો, કે તેણે લાજરસને સજીવન કર્યો પણ તે પોતાને બચાવી શકયો નહિ તે દરિયા પરનુ તોફાન શાંત કરી શકયો ખરો, તો સિપાઇઓને ખીલા ઠાકતા અટકાવી ન શકે એવુ તે હોય? તે ભુતોની સેનાને કાઢી શકયો તો પોતાના દુશ્મનોને તેમની ઇચ્છા પ્રમાણે કરતા અટકાવી ન શકે? તેણે આંધળાને દેખતા કીધા, અને લંગડાને ચાલતા કર્યાં, તો વધસ્તંભ પરથી શુ તે નીચે ઉતરી ન શકત? ભાઇઓ, આપણે જાણીએ છીએ કે એમ હોયજ નહિ દુશ્મનો ભલે તેનો જુદો અર્થ કરતા હતા, પણ આપણે સારી પેઠ સમજીએ છીએ આપણે જાણીએ છીએ કે પ્રભુ ઇસુ પોતાને બચાવી શકયો નહિ એ વાત સત્ય છે, પણ તે અશક્ત અને લાચાર હતો તેથી એમ તો નહિ, પણ માણુસો ઉપર તેની અપાર પ્રીતિને લીધે તેણે પોતાનો બચાવ કર્યો નહિ

"બીજાઓને બચાવવા તે સ્વર્ગથી આવ્યો હતો, અને જે કામ કરવા સારૂ તે આવ્યો હતો તે કામ કર્યા વગર તે જાય નહિ, માટે તે પોતાને બચાવી શકયો નહિ ભાઇઓ, મારૂ કહ્યુ ખરૂ માનજો કે એ તો સૌથી શ્રેષ્ઠ ચમત્કાર છે અને અદ્દભુત બનાવ છે, કે જીવનનો અધિકારી મહિમાનો પ્રભુ પોતાને બચાવી શકયા નહિ, કેમકે તે બીજાઓને બચાવવા ચાહતો હતો"

વધસ્તંભનું ત્રાસદાયક અને અંધકારમય ચિત્ર લઈ લેવાયું અને એક બીજું ચિત્ર આવ્યું તે તે ચળકતા અને ઉજળા વસ્ત્ર પહેરેલા દૂતો એક ખાલી કબરની ચોકી કરતા હતા તેનો દેખાવ હતો જે પ્રભુ મરણ સુધી આધીન થયો તે મોતના બંધનમાં રહી શકે નહિ, મોતને રદ કરવાનું તેને પણ ક્રમ હતું તેથી તે બહાર નીકળી જાય માટે કબરે ઉઘડી જવું જોઇએ

"ભાઇઓ, ગુડ ફ્રાઇડે પછી ઇસ્ટર સન્ડે આવે છે તેનું કારણ એજ છે, વધસ્તંભે જડાયલો જે ત્રાતા આપણને બચાવવા મુઓ તેની યાદ આજ આપણે પ્રીતિ તથા આભારસહિત કરીએ છીએ, અને ઇસ્ટર સન્ડેને દિવસે સજીવન થએલો જે પ્રભુ આપણને બચાવવા સારૂ જીવે છે તેનામાં હરખ કરીએ છીએ"

પછી પડદા પર એક ગીત પડ્યું ભાષણકર્તાએ પ્રેક્ષકોને તે મનમાં વાંચવા કહ્યું ગીત નીચે પ્રમાણે હતું —

**सलीब (વધસ્તંભ) पर जब मैं करु ध्यान,**
**शाह जिस पर मुआ ज़ुल जलाल (મહિમાવાન),**
**तो नफा गिनता हु नुकसान,**
**ओर फखर (ગર્વ) की न हय मजाल (પ્રયોજન)**
**न कहीं मेरा फखर हो,**
**मगर सलीब का येसु के**
**मैं छोडता हर एक खूबी (સૌખ્ય) को**
**उस ही की खातर खूशी से**

થોડી વાર ફરી ચૂપકી સ્તબ્ધ રહી, બત્તીઓ સળગાવવામાં આવી અને પ્રેક્ષકો વેરાઇ ગયા

અમીરઅલી ચિત્રો જોવામાં અને ભાષણ સાંભળવામાં લીન થઇ ગયો હતો તે જોઇને નાઝીરહુસેન પર ઘણી અસર થઇ તેણે પોતાના મનમાં ધાર્યું કે, કદાચ તેણે અગાઉ આની રીતે ચિત્રો જોયાં નહિ હોય અને વળી અંગ્રેજી સમજવાને ઘણું ધ્યાન આપવાની તેને જરૂર હતી તેથી

તે અતિશય લીન થઇ ગયા હશે એ વિચારને લીધે તેનુ મન કઇ વિશેષ બેચેન થયુ નહિ, તો પણ તેણે મનમાં નિશ્ચય કર્યો કે, એના મન પર જે કઇ છાપ પડી હશે તે ઘેર જતી વેળા એને વાતચિતમા નાખીને હુ ભુસી નાખીશ

તેઓ ગાડીમા બેઠા કે તરત તેણે વાત ઉપાડી, "જે બનાવ કદી બન્યો નહોતો તે વિષે ચતુરાઇથી વર્ણન કરતા ભાષણકર્તાએ પોતાની લાગણીઓને જાગૃત કરી અને આપણી લાગણીઓને ઉશ્કેરી તેથી આપણને કેવી રમુજ પડી !"

અમીરઅલી ચોક્યો અને બોલ્યો, "તમારા કહેવાની શી મતલબ છે?"

નાઝીરહુસેન બોલ્યો, "કેમ, આપણે ઇસ્લામીઓ જાણીએ છીએ કે હઝરત ઇસા તો કદી મુઓજ નથી, એ તો ઇસાઇઓએ કલ્પી કાઢેલી વાર્તા છે"

અમીરઅલીને યાદ આવ્યુ કે, મે અગાઉ એ વાત સાભળી છે, પણ ઉપદેશકના ભાષણમા અને સુવાર્તાઓમાં લખેલી વિગતમા સત્યતાનો એવો અર્થ ભાસે છે કે મે તો શક વિના તે સ્વીકારી લીધી હતી પણ નાઝીરહુસેનને એ જણાવવાની જરૂર નથી, તેથી તે બેપરવાઇનો ડોળ કરીને બોલ્યો, "હા, બેશક, એ તો હુ પણ જાણુ છુ, તો પણ અજાયબ જેવુ મને એ લાગે છે કે, સહેલથી જુઠી ઠરાવી શકાય એવી વાત પર કેળવાએલા અને ડહાપણવાળા માણસો પણ વિશ્વાસ કરે છે એ વાત જુઠી ઠરાવવાની શી સાબિતીઓ છે? આપણા દીનની સત્યતા દર્શાવવાનો પ્રસગ આવે તો કોઇ ઇસાઇની સાથે વાત કરતાં મને કામ લાગે"

બૅરીસ્ટર ઝટ બોલી ઉઠયો કે, "એ બધુ મને મ્હોડે તો યાદ નથી, પણ જો કોઇ દિવસ તમે સાજની વખતે આવીને મને મળો તો હુ એ વાતનો ખુલાસો કરીશ"

અમીરઅલીના ઘર તરફ જતા રસ્તા પર ગાડી ઉભી રહી અને બન્ને ભાઇ છુટા પડયા

નાના ભાઇના જીવનમા એ રાત્રિ સ્મરણીય હતી  પોતે જે જે જોયુ હતુ તથા સાભળ્યુ હતુ તેથી તેના મન પર ઘણી અસર થઇ હતી  તેનો ભાઇ હાજર ન હોત તો કદાચ તેજ સ્થળે અને તેજ સમયે પોતાના હૃદયની પ્રેરણાને વશ થઇને વરસ્ત ભે જડલા ત્રાતાને શરણે તે આવી ગયા હોત  પણ હવે થાપ ગઇ, છટકવાનો લાગ મળ્યો  તેણે વિચાર કર્યો કે વધસ્તંભની વાત તો કેવળ તરકટ છે  ખ્રીસ્ત કદી મુઓ નથી અને તેથી મારા પર તેનો કશો હક નથી, જે સઘળુ મે વાચ્યુ, દીઠુ તથા સાભળ્યુ તે હુ વિસરી જઇશ  પેલુ દર્શન પણ હુ વિસરી જઇશ, કેમકે તે તો કેવળ સ્વપ્નજ હતુ  માટે હવે હુ બરોબર તયાર થઇને જઇશ અને ઉપદેશકને મળીશ, અને જે કામ પાર પાડવાનો વિચાર મે કર્યો છે તે વહેલો શરૂ કરીશ

---

## અધ્યાય ૧૧.

## મલિકાના શિક્ષણનો સર્વોત્તમ વિષય

નાઝીર હુસેન સાથે વાતચિત થયા બાદ થોડા દહાડા રહીને અમીર-અલી તેને ઘેર ગયો સુવાતાઓમા ફગો છે અને હઝરત ઈસાના મોતની વાત કેવળ જુદી છે એમ સાબિત કરવા સારૂ જેમ બને તેમ સઘળુ જાણી લેવુ એવુ તે ઇચ્છતો હતો.

એ વેળાની વાતચિતથી અમીરઅલીને કઇ સતોષ થયો નહિ, પણ ઉલટી નિરાશા ઉપજી મહમદ સાહેબે પોતાના અનુયાયીઓને ઇંજીલ વાંચવાનુ ફરમાવ્યુ ત્યાર પછીથી તેમા વણોજ ફરફાર કરી નાખવામા આવ્યો છે એવી પુરી ખાતરી તેના મનમા થાત તો તે રાજી થાત, પણ એવુ સાબિત કરવા સારૂ કોઇ પુરાવા નહોતા

અમીરઅલીએ પુછ્યુ, "એવી કોઇ અસલ ઇંજીલ હયાત છે ખરી ? જો હોય તો એ જરૂર વાચવી જોઇએ"

નાઝીર હુસેને કબૂલ કરી લીધુ કે, "એવી અસલ ઇંજીલ તો મે વાચી નથી, તેમજ એ વિષે મારા સાંભળવામા પણ આવ્યુ નથી પણ એમાં અજાયબ થવા જેવુ છે પણ નહિ કેમકે ઇસાઇઓ કઇ કાચા નથી, તેઓ અસલ ઇંજીલ હૈયાત રહેવાજ શેના દે ?"

અમીરઅલીએ વાત વધુ લબાવી નહિ, પણ સાંજે ઘેર આવ્યો ત્યારે તેના મનમા અગાઉ કરતા વધારે ગુચવણ ઉભી થઇ હતી એક વાત વિષે તેણે નિશ્ચય કર્યો હતો, તે એ કે, તમે જે પ્રભુને ભજો છો તેણે વધસ્તભ પર કદી પોતાનો પ્રાણ આપ્યો નથી, એવી ખાતરી કરવા સારૂ ઉપદેશક પાસે પોતાથી જવાનુ નથી હજુ તેણે એ વાત મુલતવી રાખવાનો નિશ્ચય કર્યો

તે મનમાં કહેવા લાગ્યો કે, હુ ઇસ્લામી છુ અને ઇસ્લામીજ રહેવાનો, દર્શન થયુ તે તો કેવળ સ્વપ્ન હતુ, અને મને લાગે છે કે મારા સાચા

દીનમાંથી ભમાવવા સારૂ શેતાનનુ કાવતરૂ હતુ, માટે હવે એ વાતનો ફરી વિચારજ ન કરવો જે પુસ્તક પોતે ખરીદીને મન દઇને વાંચ્યુ હતુ તે ખાંજણે પડયુ હવે મલિકાને પણ એમ કહેવુ નહોતુ પડતુ કે, પિતાજી, મારી વાત તમે સાભળતાંજ નથી ને બીજા કશાનો વિચાર કર્યાં કરો છો કારણ કે હવે તેનો બાપ ફરી આગળના જેવોજ થઇ ગયો હતો, અને તેથી તે પણ ઘણી રાજી થતી હતી

ભાપણુ થયા બાદ કેટલાક અઠવાડિયાં વિતી ગયા, અને અમીરઅલી ઓરડામા એકલો બેઠો હતો એવામા મલિકા નિશાળેથી હરખભેર ઘેર આવી અમીરઅલી શાત બેઠો હતો ત્યાંનો પડદો ઉંચકીને તે માંહે આવી, ને બોલી, "પ્યારા પિતાજી, મિસી સાહેબ આજે મારા વર્ગમાં આવ્યાં હતા અને અમારી પરીક્ષા લીધી મે બહુ સારી રીતે વાચ્યુ તેથી તે ઘણા ખુશી થયા હતાં અને કહ્યુ કે, મલિકા, તુ સૌથી સરસ વાચે છે સારૂ વાચતાં આવડે એવાંનેજ જે કાર્ડ આપવામા આવે છે તે તેમણે મને આપ્યો પિતાજી, હુ તે લાવીને તમને બતાવુ!"

મલિકા કાર્ડ લાવી, અને ઉપર શુ લખ્યુ છે તે અમીરઅલીએ જોયુ તો તેને ઘણુજ આશ્ચર્ય લાગ્યુ આ પ્રમાણે લખ્યુ હતુ "તુ તેનુ નામ ઇસુ પાડશે, કેમકે જે પોતાના લોકને તેઓનાં પાપમાથી તારશે તે એજ છે"

અમીરઅલી વારતો હતો કે, એ વાત તો મારા મનમાથી સદાને માટે વિસરાઇ ગઇ છે, અને હઝરત ઇસા સબધીની સઘળી વાતો તથા તેનો મારા પર કઇ હક છે એ બધુ મે પીઠ પાછળ નાખી દીધુ હતુ અને વળી ફરી તેનીતેજ વાત તેની આગળ લવાઇ, ને વળી અજબ જેવુ એ કે તે લાવનાર પણ તેની પોતાનીજ દીકરી!

બેપરવાઇથી બોલતો હોય એવો ડોળ કરીને અમીરઅલી બોલ્યો, "પણ આમાં તો કઇ નથી, એમાં તારે શીખવાનુ તો કઇ નથી"

બાળા અધીરાઇથી બોલી ઉઠી, "કેમ નહિ, પિતાજી? એ તો અમારો સૌથી સારો વિષય છે, અને એ અમને બધાને બહુજ ગમે છે."

અમીરઅલીએ કહ્યુ કે. "ઠીક ત્યારે, કહે જોઇએ એમાં તમે શુ શુ શીખો છો?"

મલિકા બોલી "જુઓ, અમે શું કરીએ છીએ તે તમને બધું બરાબર કહું છું પહેલા તો અમે એક ગીત ગાઇએ છીએ પિતાજી, તમને યાદ છે? એક દહાડો મેં તમારી આગળ એક ગીત ગાઇ સંભળાવવાનું કહ્યું ત્યારે તમે મને કહ્યું હતું કે હમણા મને સાંભળવાનો વખત નથી તમે કંઇ બીજી વાતો વિષેના વિચારમાં ને વિચારમાં રહેતા હતા ને તેથી મારી વાત સાંભળી શકતા નહોતા, માટે મેં તમને કદી એ વિષે કહ્યું નહોતું"

અમીરઅલી હસતો હસતો બોલ્યો, "ચાલ ત્યારે, આજે મને કહે" મલિકા તો ખુશ ખુશ થઇ ગઇ અને બોલવા લાગી

"ગીત ગાઇ રહ્યા પછી અમારા શિક્ષક અમને ચિત્રો બતાવે છે. પહેલા તો હું તે સમજી શકતી નહોતી, પણ હવે મને સમજ પડે છે અને એ ચિત્રો જોવાનું બહુ ગમે છે પિતાજી, એ બધા નું ? ચિત્રો હઝરત ઇસા મસીહ વિષેના છે તે નાનું બાળક હતો ત્યારે ગભાણમા હતો તેનું એક ચિત્ર છે, અને તે જન્મ્યો છે એવું પ્રગટ કરવાને આકાશમાથી તેજસ્વી ફિરસ્તા આવ્યા હતા તેનું એક બીજું ચિત્ર છે એ ચિત્ર પણ મને બહુજ ગમે છે પછી, બીજા પણ ચિત્રો છે, તે હઝરત ઇસાએ જે પરાક્રમી કામો કર્યા તે વિષે છે પિતાજી, તમે એ બધી વાતો વાંચી છે? મને લાગે છે કે તમને તો એ વાચવી બહુ ગમે"

અમીરઅલી બોલ્યો, 'હા, બેટા, મેં એ વાતો વાચી છે"

વહેલી વહેલી બાળા બોલી "ત્યારે પિતાજી, તમને પણ લાગે છે ને કે હઝરત ઇસા બહુ ભલા અને અલૌકિક પુરૂષ હતા? કેમકે ખુદા શિવાય કોઇ બીજું કરી નહિ શકે એવા કામ તે કરતા હતા, અને અમારા શિક્ષક કહેતા હતા કે એ ઘણાં વરસ પર જન્મ્યા હતા, તો પણ હજુ જીવતા છે મને એવું મન થાય છે કે, એને જોઉં તો કેવું સારૂ! પિતાજી, તમને પણ એવું મન થાય છે?"

પોતે જે દર્શન વિસરી જવા માગતો હતો તે વિષે ફરી અમીરઅલીના મનમા ખ્યાલ આવ્યો જો હું એ વિષે મલિકાને કહું તો એને કેવું સારૂ લાગે એવો વિચાર તેને થયો, પણ તે વિષે કંઇ બોલ્યા વિના તેણે પૂછ્યું,

"બેટા, બીજા ચિત્રો છે કે?" મલિકાએ વધસ્તભની વાત સાભળી છે કે નહિ એ જાણવા સારૂ અમીરઅલીએ એમ પૂછ્યુ

તે બોલી, "હા, બીજા ઘણાં છે, પણ એ બધા વિષે હુ શીખી નથી એક ચિત્ર છે તે જોઇને મને ઘણુ દુ ખ લાગે છે તેમ હઝરત ઇસાને ખીલા વડે સલીબ પર જડેલા છે તે એવા ભલા અને માયાળુ હતા તો પણ કોઇએ ક્રુર થઇને કોણ જાણે એમ શા માટે કર્યું હશે! મે પૂછ્યુ ત્યારે શિક્ષકે મને કહ્યુ કે, 'એક દહાડો એ વિષે તુ બધુ શીખશે અમે પોતાને ચાહીએ છીએ તે કરતા હઝરત ઇસાને અમે શા માટે વધારે ચાહીએ છીએ તે ત્યારે તને જણાશે' "પિતાજી, હુ તમને ચાહુ છુ તે કરતાં હઝરત ઇસાને વધારે ચાહુ તો તમને ખોટુ તો નહિ લાગેને?"

અમીરઅલી બોલ્યો, "બેટા, તને ખબર છે? હઝરત ઇસાને તો કેવળ ઇસાઇઓજ ચાહે છે આપણે ઇસ્નામીઓ તો આપણા હઝરત નબીને અને ઇમામહુસેનને ચાહીએ છીએ"

મલિકા થોડી વાર વિચાર કરીને બોલી "પિતાજી, હુ મોટી થઇશ ત્યારે કદાચ તેમને ચહાતા શીખીશ હુ નાની છુ ત્યા સુધી તો હઝરત ઇસાનેજ ચહીશ કારણ કે હુ એને સારી પેઠે ઓળખુ છુ"

મનમા કંઈ ધાસ્તી હોય એવા અવાજે અમીરઅલીએ પૂછ્યુ, "તે આ વિષે તારી કાકી જોડે કદી વાત કરી છે?"

મલિકા કહે, "હા, પિતાજી, એક દહાડો કાકીએ મને પૂછ્યુ હતુ કે, 'તને કયો વિષય સૌથી સરસ લાગે છે? ત્યારે મે તેમને પણ એમજ કહ્યુ હતુ, ને તેમણે મને એમ કહ્યુ કે, નિશાળમા તુ હઝરત ઇસા વિષે શીખે છે, એવુ તારા પિતાજીને કહેતી ના, નહિતો તે તને નિશાળમાંથી ઉઠાડી લેશે કાકીએ કહ્યુ હતુ તેથી મે તમને એ વિષે અગાઉ કહ્યુ નહોતુ પણ પિતાજી, હવે તમે મને નિશાળમાંથી ઉઠાડી નહિ લોને? હઝરત ઇસા વિષે હુ શીખુ છુ તેમાં તમે પણ રાજી છોને?"

મલિકાને શો ઉત્તર આપવો તેની અમીરઅલીને સૂઝ પડી નહિ. પોતે ઇસાઇ થવા ચાહે એવો વખત આવે ત્યારે પોતાની નાની દીકરીનુ

પણ એવુજ મન હોય તો કઇ મુશ્કેલી પડે નહિ, પણ એ વાતનો તો હજુ નિશ્ચય થયો નહોતો વળી તે પોતાની ભાભી વિષે વિચાર કરીને પણ અજાયબ થતો હતો મસીહી દીનનુ શિક્ષણ અપાતુ હોય એવી નિશાળમા પોતાની ભત્રીજીને મોકલવાની યોજના ફેહમીદાએ જાણી જોઇને કરી હશે કે કેમ? ને જો તેની મતલબ એવી હોય તો મલિકા જેના વિષે શીખતી હતી તેના તરફ ફેહમી ! બેગમનુ પણ આકર્ષણ થયુ હશે શુ? એવા એવા વિચારો તેના મનમા આવતા હતા

પણ મલિકા તો પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળવા અધીરી બની ગઇ હતી તે બોલી ઉઠી, "પિતાજી, મહેરબાની કરીને મને કહોને, તમ મને ઉઠાડી નહિ લોને?"

બાપ કહ્યુ "નારે, ના, બેટા, તુ નાની છે, એટલે હઝરત ઇસાને ચાહે તેમા કઇ નુકસાન નથી, કેમકે એ પણ આપણો એક નબી છે"

મલિકા હસતી હસતી બોલી, "ઠીક ત્યારે, હુ હઝરત ઇસાને ચાહીશ, અને મોટી થઇશ ત્યારે કદાચ મારાથી એના પરનો પ્રેમ છુટી જશે નહિ"

બીજે દહાડે અમીરઅલી પોતાની ભાભીને મળવા ગયો અહી-તહીની વાતચિત કર્યાં પછી મલિકા વિષે અને તેની નિશાળની વાત નીકળી બેપરવાઇથી બોલતો હોય એવો ડોળ કરીને અમીરઅલી બોલ્યો, "અરે હા, વાત પરથી વાત નીકળી, મને કાલેજ માલમ પડયુ કે, મસીહી દીનનુ શિક્ષણ ત્યા અપાય છે, તમે એ જાણતા હતા?"

જૂઠુ બોલીને પોતાનો બચાવ કરવામા કઇ હરકત નથી એમ સમજીને ફેહમીદા બેગમ બોલી, "ના, હુ તો જાણતીજ નહોતી, મને તો મલિકાએ કહ્યુ ત્યારે મે જાણ્યુ, અને એને અભ્યાસમા ઘણી મઝા પડે છે તેથી એને ઉઠાડી લેવી એ ઠીક નહિ એમ જાણીને મે એને કહ્યુ હતુ કે તે વિષે તારા પિતાજીને કહીશ નહિ"

એ વિષે પોતાની ભાભીનો અભિપ્રાય કેવો છે તે જાણવા સારૂ અમીરઅલીએ પૂછ્યુ, "ભાભી, તમને શુ લાગે છે? એથી એને કઇ નુકસાન તો નથીને?"

તે બોલી, "નારે, એમાં નુકસાન શેનુ થવાનુ? તમે જાણતા નથી? ઘણી ઇસ્લામી છોડીઓ અને સ્ત્રીઓ પણ મસીહી દીન વિષે શીખે છે, છતાં ધર્મચુસ્ત ઇસ્લામી રહે છેને? આપણી નાની મલિકા સાચા દીનમાથી ભટકી જશે એવા ધાસ્તી તો રાખશોજ નહિ, અને કદાચ એમ થાય તોએ તેને પાછી વાળી લેતા વાર કેટલી?"

અમીરઅલી સમજી ગયો કે જો મારો દીન બદલવાનુ મારૂ મન થાય, તો મારા ભાઇબોજાઇ તરફથી મારે ઘણુ વેઠવુ પડે, અને તેથી પહેલાના કરતાં વિશેષ દૃઢ નિશ્ચયસહિત તે મનમા કહેવા લાગ્યો, "એમ તો થાયજ નહિ, મલિકા અને હુ બન્ને અમારા સૌ સગાની પેઠે અમારા નબીના સાચા મુરીદજ રહીશુ"



## અધ્યાય ૧૨.

### મલિકાની વિનતી

અમીરઅલી રહેતો હતો તે શહેરમા દર વરસે શિયાળામા પ્લેગ ફાટી નીકળતો, પણ ઇશ્વરકૃપાએ બે વરસથી શાંતિ હતી તેથી લોકો ધારવા લાગ્યા કે, હવે કદાચ ભવિષ્યમા કઇ ભય રહેશે નહિ

પણ થોડાજ વખતમા આસપાસનાં ગામોમાથી એવા સમાચાર મળ્યા કે પ્લેગ ફાટી નીકળ્યો છે, અને રોજના ઘણા માણસો મરે છે શહેરની નજીકમા પણ કેસ થવા લાગ્યા અને છેવટે શહેરમા પણ રોગ ચાલુ થઇ ગયો, તેમજ રોજ રોજ મરણનુ પ્રમાણ વધતુ ગયુ

નાઝીરહુસેને અમીરઅલીને કહાવ્યુ કે, હુ ને તારી ભાભી પ્લેગની રસી મૂકાવીએ છીએ, માટે, ભાઇ, તુ પણ અહી આવીને અમારી માફક તુ ને મલિકા રસી મૂકાવો તો સારુ પરતુ અમીરઅલીની માતાએ એ વાત સાભળી ત્યારે તેણે હઠ બાધી ને કહેવા લાગી કે "મે વિશ્વાસપાત્ર માણસોને મ્હોએ સાભળ્યુ છે કે, આપણો સમળગો નાશ કરી નાખવા સારૂ સરકારે એ વળી એક બીજી યુક્તિ શોધી કાઢી છે રસીની અસર એવી થશે કે કાંતો આપણે એથી મરી જઇશુ અથવા તો એવો પ્લેગ થશે કે તેમાથી આપણે ફરી સારા થઇશુજ નહિ અલ્લાહની મરજી હશે તો આપણે આ પ્લેગથી બચી જઇશુ, પણ રસી મૂકાવી તો નક્કી મરી જવાના!"

એ વૃદ્ધા કેવળ બોલીને બેસી રહેતી એમ નહિ, પણ કોઇ કોઇ વાર તો રડતી અને એવુ કરી મૂકતી કે, આખરે તેને શાંત પાડવા સારૂ અમીરઅલીએ વચન આપ્યુ કે, ઠીક, અમે રસી નહિ મૂકાવીએ પણ ત્યારે તો અમીરઅલીની દશા 'સૂડી વચ્ચે સોપારી' જેવી થઇ પડી નાઝીરહુસેન તેને રસી મૂકાવવાનો આગ્રહ કરતો હતો ત્યારે આ બાજુથી તેની મા તથા તેનો સસરો તેને ના કહેતા હતાં

એમ ઘણા દિવસ થઈ ગયા, પણ અમીરઅલીએ રસી મૂકાવી નહિ એક દહાડો મલિકા ઉતરી ગએલે મ્હોડે નિશાળેથી ઘેર આવી તેની ઉદાસીનુ કારણ એ હતુ કે, નિશાળમાં ઉદર પડયા હતા અને હવા બગડવાથી નિશાળ બધ કરવામા આવી હતી

દહાડે દહાડે જોખમ નજીક આવતુ ગયુ, અને નાઝીર હુસેન પણ એટલો બધો આગ્રહ કરવા લાગ્યો કે આખરે અમીરઅલીએ કહ્યુ કે, આજથી એક અઠવાડીઆમા પ્લેગનુ જોર નરમ નહિ પડે તો ઘરના વડીલોની મરજી હોય કે નહિ હોય તો પણ હુ અને મલિકા રસી મૂકાવીશુ

રસી મૂકાવવાનો વખત આવ્યોજ નહિ, કેમકે મલિકાને સખત તાવ ચઢી આવ્યો એનાં સગા મન વાળતા હતા કે, એ તો માત્ર તાવજ છે, પણ પછી બધાને ખાતરી થઈ કે મલિકાને પ્લેગ લાગુ પડયો છે બાપના દુ ખનુ શુ વર્ણન કરીએ ? મલિકા પર તે કેવો પ્રેમ રાખતો હતો તે આ વખતે જણાયુ

હવે જો એ પ્યારી બાળકીનો સાદ સદાને માટે બધ થાય તો પોતાની પ્રિય પત્નીના મોતને લીધે તેને જે દુ ખ થયુ હતુ તેમા વળી આ દુ ખ પર ડામ જેવુ થાય અને મારૂ ઘર કેવુ શૂન્ય જેવુ લાગે !! એ વિચારે તેના મન પર ભારે ઘા કર્યો, કેમકે મલિકા વિના તો તે જીવતો રહીજ ન શકે

ડૉકટર પર ડૉકટર તેડાવ્યા અગ્રેજ ડૉકટરો અને હિંદી વૈદો એ બધાનો અભિપ્રાય લીધો સ્ત્રીપુરૂષ સઘળાની સલાહ લેવામા આવી, પણ ચઢેલા તાવ કેમે કર્યો ઉતરે નહિ મલિકા તો બેભાન સ્થિતિમાં પડી રહી હતી પોતાની માદગીને લીધે તેના સગાને કેવી ફિકર થતી હતી તે વિષે એ બિચારી શુ જાણે ?

એક દહાડો જરા ફેર પડયો તાવ સ્હેજ ઉતર્યો, તેથી બધાને આશા ઉપજી બધાનો ગભરાટ પણ ઓછો થયો એ વાત ખરી કે, પ્લેગમા સપડાએલો દરદી જવલ્લેજ બચતો, પણ આ પ્લેગ વેળા એવા એકાદ બે કેસ સારા થયા હતા

પોતાની પ્રિય પુત્રીની પથારી પાસે અમીરઅલી એકલો બેઠો હતો તેવામા મલિકાએ આખો ઉઘાડી અને પોતાના પિતાને ઓળખ્યો તે

એટલી બધી નબળી થઇ ગઇ હતી કે પ્રથમ તો તે બોલી શકી નહિ, પણ જરા વાર રહીને ધીમે સ્વરે બોલી "પિતાજી, જો હઝરત ઇસા અહીં હોત તો તે મને જરૂર સાજી કરત એ આવે તો કેવુ સારૂ!"

અમીરઅલી એ નામ સાભળી ચમક્યો, કેમકે એ નામ વિસરી જવા ને મથતો હતો, તથાપિ મરણની અણી પર આવેલી પોતાની પુત્રીના મુખમાથી તે નામ નીકળ્યુ

થોડી વાર રહીને તે ફરી બોલી "પિતાજી, મને ખાતરી છે કે જો હઝરત ઇસા જાણે કે એક નાની છોડી માદી છે, અને મને બોલાવે છે, તો તે જરૂર અહીં આવે મિસી સાહેબ કહેતા હતાં કે આપણે તેને કઇ કહીએ ત્યારે સદા તે આપણુ સાંભળે છે પિતાજી, મહેરબાની કરી તેની વિનતી કરો કે તે આવીને મને અડકે"

અમીરઅલી મૂગોજ રહ્યો ફરી ધીમા અને ગદગદિત સ્વરે મલિકા બોલી, "પિતાજી, તમે તેને નહિ કહો કે? ત્યારે તો હુ કદિ સારી નહિ થવાની"

અમીરઅલીએ કહ્યુ, "બેટા, તુ તેને કહે, તે જરૂર તારૂ કહેવુ સાંભળશે"

મલિકા ધીમે સ્વરે બોલી "ના પેલી છોડીના બાપે વિનતી કરી હતીને?" આ વેળા મરણખાટલે પડેલી એકનીએક દીકરીને સારૂ વિનતી કરવા એક બાપ હઝરત ઇસા પાસે આવ્યો હતો, જેની વાત તેણે વાચી હતી, તે અમીરઅલીને યાદ આવી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મલિકા તે ચમત્કાર સબધી બોલે છે

મલિકા દયામણે સ્વરે બોલી, "પિતાજી, મહેરબાની કરીને તેની વિનતી કરો" આવા કાલાવાલા સાંભળીને અમીરઅલીથી શી રીતે બેસી રહેવાય!

તે બોલ્યો, "હે હઝરત ઇસા, મારી નાની દીકરી, મારી એકનીએક દીકરી, ઘણી માદી છે, તુ આવીને તેને સાજી કર" તે એવે ધીમે અવાજે બોલ્યો કે એકલી મલિકાજ તે સાભળી શકી, પણ તે મદ હાસ્ય કરીને બોલી, "મને ખાતરી છે કે, તે જરૂર આવશે," એટલુ બોલીને તેણે આખ બધ કરી, અને તેને ઉંઘ આવી ગઇ

થોડી વારમા અમીરઅલીની મા ઓરડામા આવી  અમીરઅલી જરા બહાર ગયો  તેના મનમા વિચારો ઘોળાયા કરતા હતા  તેના મનમાં આવ્યુ કે, હઝરત ઇસા મારી દુવા સાભળશે એમ મારાથી કેમ કરીને મનાય? પ્રાર્થના કરતા તે અચકાતો હતો તેનુ કારણ પણ એજ હતુ, અને જો કે મલિકાનુ મન વાળવા તે ઉપલા શબ્દો બોલ્યો હતો તોપણ પોતાની પ્રાર્થના સભળાશે કે કેમ એ વિષે તેને જરા પણ ભરોસો ન હતો  મારી મલિકાને સાજી કરવાનુ પરાક્રમ હઝરત ઇસામા છે એ વાત ખરી હોય, પણ મારી વિનતીને લીધે તેને સાજી કરવા રાજી ન હોય તો મારા અવિશ્વાસને કારણે મારી દીકરીને તે સાજી ન કરે, અને જો તે ગુજરી જાય તો કદાચ એમા મારોજ દોષ

પછી તેના મનમા વિચાર આવ્યો કે, મલિકાનો જીવ બચાવવામા આવે તો હુ ઇસાઇ થઇશ એવુ વચન હુ હઝરત ઇસાને આપુ તો કેમ? જો એમ કરૂ તો મારી પ્રાર્થના સભળાશે? તરત તેની દૃષ્ટિ આગળ જાણે કે વધસ્તભનો પ્રકાશ ચમક્યો, અને તે ઉપર ટગાએલા દિવ્ય પુરૂષનો તથા તેના ઘવાએલા હાથોનો દેખાવ ખડો થયો

“જેણે ક્યારનુએ મારે માટે આટલુ બધુ કર્યુ છે તેને, જો તુ મારી દીકરીનો જીવ બચાવે તોજ હુ તારો દાસ થઇશ,” એવુ કહેવાની હિમ્મત મારાથી કેમ કરીને થાય? એ વિચારથી તે ધ્રૂજી ઉઠયો  ત્યારે હવે શુ કરવુ? સત્વર કઇક કરવુ તો જોઇએ, નહિ તો મલિકાનો જીવ બચશે નહિ  જો બાળાએ પોતે દુવા માગી હોત તો કઇ મુશ્કેલી નહોતી  પણ તેણે પોતે તો ના પાડી હતી

આવી ગુચવણની વેળાએ અમીરઅલીને ઉપદેશક સાભરી આવ્યો હુ જઇને તેની સલાહ લઉં? કોઇ બીજા કરતા તેઓ હઝરત ઇસાને સારીપેઠે ઓળખે છે, અને હઝરત ઇસા શાથી પ્રસન્ન થાય તે એ બરાબર કહી શકશે

ઓરડામા આવીને જોયુ તો મલિકા હજુ ઉંઘતી હતી તેથી અમીરઅલી એકદમ ઉપદેશકને ત્યા જવાને નીકળી પડયો  નિસદેહ એ પગલુ અગત્યનુ અને વાજબી હતુ

---

## અધ્યાય ૧૩.

### ફેહમીદા બેગમની ધાસ્તી

પેલો જુવાન કે જે વાંચનગૃહમા કેવળ બેજ વાર આ યો હતો અને ફરી આવવુ છોડી દીધુ હતુ તેને ઉપદેશક વિસરી ગયો નહોતો ભાષણને દહાડે તે આવ્યો હતો તેથી ઉપદેશકને ઘણી ખુશી ઉપજી હતી, અને પોતે બરાબર જોયુ હતુ કે, અમીરઅલી જાણે રસ પડતો હોય એમ લક્ષ દઇને જોતો તથા સાભળતો હતો તેને શોધી કાઢીને તેની સાથે બાત કરવાનો પ્રસગ ઉપદેશકને મળતો નહોતો, તોપણ મહાન શોધકના ચરણ આગળ તે તેને માટે આગ્રહથી જતુ પ્રાર્થના કરતો કે, "હે પ્રભુ, કોઇ પણ રીતે તુ તેને વધસ્તભની નજીક લાવ, એ સારૂ કે એને ખાતર જેણે એટલુ સ'ુ વેઠ્યુ છે તેનો તે સ્વીકાર કરે"

એક દહાડો ઉપદેશક પોતાની ઓરડીમાં બેઠા હતો અને વાચનગૃહ બધ હતુ એવામા તેને ખબર મળી કે, એક જુવાન તેમને મળવા માગે છે તે પરશાળમા આવ્યો તો ત્યા અમીરઅલીને તેની રાહ જોતો ઉભેલો દેખીને તેને સાનદાશ્ચર્ય લાગ્યુ

તે શા માટે આવ્યો હશે એ કળવુ મુસ્કેલ હતુ તેણે કહ્યુ, "મારી નાની દીકરી માંદી છે, તેને રોગ થયો છે અને મને ઘણી ચિંતા થાય છે" પણ એ મારી પાસે શા માટ આવ્યો છે અને મારી પાસે શુ માગે છે તે ઉપદેશક કઇ સમજી શકયો નહિ

નિશાળમા મલિકા મશીહ વિષે શીખતી હતી અને હઝરત ઇસા આવીને તેને સાજી કરે એવી વિનતી કરવાનુ મલિકાએ પોતે કહ્યુ હતુ એ બધુ અમીરઅલીએ ઉપદેશકને કહી સભળાવ્યુ

એટલીજ હકીકત કહીને અમીરઅલી વળી ચુપ રહી ગયો ઉપદેશકે કહ્યુ, "મને લાગે છે કે હઝરત ઇસુની દુઆ તમે માગી છે" તે બોલ્યો, 'હા, મે હઝરતની વિનતી કરી, પણ મને શક છે કે તે કદાચ મારૂ સાભળશે નહિ, અને વળી હાલના જમાનામા તે પૃથ્વી પર આવે

ખરો કે?" પછી એકાએક સાગે વિચાર તેને સૂઝી આવ્યો તેથી તે બોલ્યો, "તે આવે માટે તમે હઝરતની દુઆ માગશો? તે ખચિત તમારું સાંભળશે"

ઉપદેશક બોલ્યો, "ચાલો, આપણે બન્ને સાથે દુઆ માગીએ" પણ અમીરઅલી અચકાયો અને બોલ્યો, "તમે એકલાજ દુઆ માગો તો સારું," અને એ સાંભળીને ઉપદેશકને ઘણી નવાઇ લાગી

તે જરા વિચારમા પડયો, પણ પછી પોતે ઘુટણે પડયો અને એકલાએ પ્રાર્થના કરી તે પ્રાર્થના કરતો હતો ત્યારે અમીરઅલીને ધ્રુજારી છુટી કેમકે એ ઓરડીમા બે જણ નહિ, પણ ત્રણ જણ હોય એવુ તેને લાગ્યુ, તેના પ્રશ્નનો ઉત્તર તેને મળી ગયો, કેમકે વગર કહ્યે તેને જાણ પડી કે હઝરત ઇસા હજીએ પૃથ્વી પર આવે છે

પ્રાર્થના પુરી થયે ઉપદેશક ઉઠયો અને ઉભેલા અમીરઅલી ભણી ફરીને ઉંડી લાગણીના સાદે કહેવા લાગ્યો, "બિરાદર, હઝરત ઇસા અહિં છે, તે કેવળ તમારી નાની બેટીને એટલુજ નહિ પણ તમોને પણ નિરોગી કરવા તૈયાર છે તમે પણ તેને નહિ શોધો?"

જરા વાર વિચાર કરીને અમીરઅલી બોલ્યો, "તેના વિના મને ચાલશે એવુ હુ ધારતો હતો ત્યારે મે તેને વિસરી જવાની કોશિશ કીધી, તો હવે હુ આફતમાં આવી પડયો છુ ત્યારે તેને શોધુ તો તે મારું સાંભળશે?"

ઉપદેશક હવે સમજ્યો અને બોલ્યો, "હઝરત કહે છે કે, જે કોઇ મારી પાસે આવે તેને હુ કદિ કાઢી નહિજ મુકીશ તે કશી શરત કરતો નથી, માત્ર તમે તેને શોધો તો તે તમને જડશે"

એક પળવાર અમીરઅલીને એવુ લાગ્યુ કે, પોતાને થએલા દર્શનની હકીકત ઉપદેશકને કહી દઉં, પણ તેને યાદ આવ્યુ કે મલિકા ઉંઘી ગઇ છે તે કદાચ જાગી ઉઠશે અને મને બોલાવશે, તેથી ઉપદેશકને સાહેબજી કરી ઉતાવળથી ઘર તરફ ચાલતો થયો

ઘેરથી નીકળ્યો તે વખતે મલિકાની જે સ્થિતિ હતી તેજ સ્થિતિ અત્યારે પણ હતી બાળા ઉંઘતી હતી અને તેની દાદી તેની પાસે બેઠી હતી અમીરઅલી આવીને તેની બદલીએ બેઠો થોડા દિવસ થયા જે ભારે ફિકરે

તેના મનમાં ઘર કર્યું હતુ તેમા હવે કઇ આશાનુ ઝાખુ કીરણ પ્રકાશ્યુ હતુ આ‌ીને મારી દીકરીને સાજી કર એવી દુઆ હઝરત ઇસા આગળ તેણે માગી હતી તે ઘડીથી ફેર પડવા માંડયો હતો તેને લાગ્યુ કે, આખરે મારૂ સાભળવામા આવ્યુ ખરુ

આસરે એક કલાક સુધી તે બેસી રહ્યો, પછી મલિકાએ આખ ઉઘાડી અને મદ હાસ્ય કર્યું કઇ કાજીપાણી આપ્યા પછી તે કઇ વાત કરે તો સારૂ એવુ તે ઇચ્છતો હતો તે કઇ કહેવા માગતી હતી ખરી, પણ તેનામા બોલવાની શક્તિ નહોતી અમીરઅલી તેના માથા પર વાંકો વળ્યો ને તેણી ધીમે અવાજે બોલી "પિતાજી, હઝરત ઇસા આવ્યા હતા, અને તેમણે મારા માથા પર હાથ મુકીને કહ્યુ કે, 'છોડી, સાજી થા,' તેથી જુઓ, મને કેવુ સારુ થયુ છે" ફરી તેની આંખો મીચાઇ ગઇ અને બાળા વધુ બોલી શકી નહિ

ઘણા ડૉકટરો આવતા હતા તેમાનાં એક લેડી ડૉકટર સાંજે આવ્યા તેમણે કહ્યુ કે, દરદીને ઘણો આરામ છે અને સારી બરદાસ લેવાશે તો સાજી થઇ જશે એવો સભવ છે

બીજે દહાડે ફેહમીદા બેગમ પોતાની ભત્રીજીને જેવા આવી નાઝીરહુસૈનની પેઠે અમીરઅલીએ રસી મૂકાવી નહિ માટે તે તેને ઠપકો આપવા લાગી "મલિકા આટલી બધી માદી પડી તેમા વાક કોનો? તમારોજ કેની? શુ કરવુ તે તમે પોતે સમજો નહિ અને કોઇ સારુ કહે તે પણ તમે કરો નહિ તમારા ભાઇ વિલાયત જઇ આવ્યા છે અને કેટલુ જ્ઞાન ધરાવે છે તેના કરતા તમે કઇ વધારે સમજો છો?"

અમીરઅલી બોલ્યો, "હુ મલિકાને રસી મૂકાવવાનોજ હતો, મે નક્કી કર્યું હતુ એટલામાજ એ માદી પડી"

ફેહમીદા બેગમ બોલી "હવે વખત ગયો એટલે તમે આવી ડાહી ડાહી વાતો કરો છો, પણ બિચારી આ નિર્દોષ બાળાને તમારા અજ્ઞાનની શિક્ષા ભોગવવી પડી"

આ બધી વાતચિત મલિકાના સાંભળતા થતી હતી પોતાના બાપનો દોષ કઢાતો હતો તે જેઇને તેને ઘણુ ખોટુ લાગ્યુ તેણે પોતાની

કાકીને ઇશારત કરી કહ્યુ, "કાકી, ગુસ્સે ના થાઓ, હુ તો સારી થઇ જવાની છુ હઝરત ઇસા આવ્યા હતા તેમણે મારા માથા પર હાથ મુકીને કહ્યુ કે, 'નાની છોડી, સાજી થા,' અને ત્યારથી હુ સાજી થતી જાઉ છુ"

ફેહમીદા તપી જઇને બોલી, "બેટા, તુ શુ એવુ ગાડુ ગાડુ બોલે છે ? હવે તો તાવ જતો રહ્યો છે, તેથી તારે ડહાપણની વાત કરવી જોઇએ "

કાકીને સમજ પાડો એવુ કહીને પોતાના બાપને વિનવતી હોય એમ મલિકાએ અમીરઅલી સામુ જોયુ તેણીને પટાવતો તે બોલ્યો, "બેટા, ડૉકટર કહેતા હતા કે એને મુઇ રહેવા દેજો અને વાત કરવા દેતા ના, તેથી તારે તેમના કહ્યા પ્રમાણે કરવુ જોઇએ "

ફેહમીદા છાનીમાની બેસી ને મનમા વિચાર કર્યા કરતી હતી હવે એને નિશાળે ફરી ન જવા દેવી એ સારૂ છે, કેમકે એવુ લાગે છે કે, અત્યાર સુધીમા તે ઘણુજ શીખી ગઇ છે મલિકા ભણેલીગણેલી ઇસાઇ બને એ કરતા અજ્ઞાન ઇસ્લામી રહીને મોટી થાય તો એ વધુ સારૂ હુ અમીરઅલીને સમજાવીશ કે મલિકાને મારે ત્યાં થોડા દિવસ રહેવા મોકલે, પછી હુ પોતે એને શિખવીશ અને આ બધી મૂર્ખાઇની વાતો એના મગજમાથી કાઢી નાખીશ

ઘેર જતા તેણે અમીરઅલીને કહ્યુ, "જો મલિકા નિશાળમા હઝરત ઇસા વિષે શીખતી હોય તો તેને ઉઠાડી લેવી એ સારૂ છે ઇંજીલ એમને શિખવવામા આવે છે એ તમે જાણતા હતા ?"

અમીરઅલીએ જવાબ દીધો, 'થોડા દહાડા ઉપરજ મને તો એની ખબર પડી "

બન્ને જણ વાત કરતા હતા ખરા, પણ એક બીજાના વિચારો છુપાવતા હતા

ઘર તરફ પાછી વળી ત્યારે ફેહમીદાના મનમા ઘણા વિચારો આવ્યા પોતે જે બાળાને ઘણી ચહાતી હતી તે સાજી થતી હતી એ જાણીને તેના મનને શાતિ થઇ, પણ તેની કેળવણીના સબધમાં જે બદોબસ્ત પોતે કર્યો હતો તેનુ પરિણામ આવુ આવ્યુ તેની ફિકર તેન

મનમા થઇ, અને તેથી પોતાનેજ દોષ દઇ મનમા કહેવા લાગી કે, મલિકાને નિશાળે મુકવાની સલાહ મે ન આપી હોત તો સારૂ થાત વળી મને નવાઇ તો એ લાગી કે, અમીરઅલીએ પણ તે છોડીના બાલવા પર કઇ વજન આપ્યુ નહિ કદાચ એમ હશે કે, એવો લવારો એ ઘણી વખત કરતી હશે, તેથી અમીરઅલી પણ એના બોલવા પર કઇ લક્ષ દેતો નથી

તે સાજે બન્ને ધણીધણીઆણી બેઠા બેઠા વાત કરતા હતા તેવામા અમીરઅલી ને મલિકાની વાત નીકળી મલિકા શુ બોલી હતી નાઝીન્હુસેને સાભળ્યુ, ત્યારે ગુડ રાઇડેના ભાષણમા અમીરઅલી પણ કેટલા મના ધ્યાનથી સાભળતો હતો તે એકાએક તેને સાભરી આવ્યુ તે બોલ્યો, "બન્ને બાપબેટી અવળે માર્ગે તો નહિ ચઢી જતા હોય ? જો એમ હોય તો મારે તેની પક્કી ખાતરી કરવી પડશે કેમકે મે ગમે એટલી અગ્રેજી કેળવણી લીધી છે તોપણ આપણા સગામાનુ કોઇ ઇસાઇ થઈ જાય એવુ તો હુ નહિ થવા દઉં મલિકા ઇસાઇ થાય એવી આફત આવે તે કરતા તો એ પ્લેગમા મરી જાય તો બેહેતર પણ કઇ નહિ, એવી નાની છોડીના બોલ પર કોણુ ભરોસો આણે ! પણ અમીરઅલીની વાત જુદી છે અને મારે બારીક તપાસ કરવી પડશે કે એનુ મન તો કોઇ રીતે ભ્રષ્ટ થયુ નથીને ! અને એવુ કઇ હોય તો મારે એને સવેળા ઠેકાણે લાવવો પડશે "

## અધ્યાય ૧૪.

### આપણે તેને શુ આપીએ?

દહાડે દહાડે મલિકાને કોવત આવતુ ગયુ પોતાની પ્યારી બેટીને સાજી થએની જોઇને બાપના આનદનો પાર નહોતો અને તે તેણીને પ્યાર કરતો તેટલું થોડુ તે તેની સઘળી ઇચ્છા પૂરી કરતો અને તેને રજી રાખવામા પોતાનો બધો ગ ળનો

સાજની વેળા ટાઢે પહોરે જ્યારે મલિકા પોતાના બાપની સાથે ધાબા પર જતી ત્યારે તેને ઘણો આનદ થતો તેણી અમીરઅલીના ખભા પર મ થુ મુકતી અને બન્ને જણ વાતો કરતા

એક દિનસ સાજે તેઓ બેસીને વાત કરતા હતા તેવામા મલિકા બોલી, "મ્હારા પિતાજી, ખરેખર હઝરત ઇસાએ મને સાજી કરી, કેમ, ખરૂ કે નહિ?"

અમીરઅલીએ તરત જવાબ વાળ્યો નહિ તેથી બાળાએ બોલવાનુ ચાલુ રાખ્યુ "હુ જાણુ છુ કે હઝરત ઇસાએજ મને સાજી કરી, કારણ કે તમે તેને મારી પાસે આવવાની વિનતી કરી હતી ત્યારે તે આવ્યા હતા આખો મીચીને હુ શાત પડી રહી હતી એવામા કોઇ આવીને મારી નજીક ઉભુ રહ્યુ મારી આંખો મીચેલી હતી તેથી તમને તો દેખી શકુ નહિ, માટે તે તો હઝરત ઇસાજ હોવા જોઇએને? પિતાજી, તે જાણે મારા પર પ્રેમ નાખતા હોય તેવી નજર તેમણે મારા પર કરી અને પછી પોતાનો હાથ મારા માથા પર મુકીને કહ્યુ કે, 'નાની છોડી, સાજી થા, પછી મારી આખ ઉઘડી ગઇ અને મે તમને મારી નજીક બેઠેલા દીઠા ત્યા સુધી શુ થયુ તે હુ જાણુતી નથી મને સાજી કરનાર તે હઝરત ઇસાજ હોવા જોઈએને, પિતાજી?"

અમીરઅલી બોલ્યો, "હા, બેટા, તેજ હોવા જોઇએ"

બાળા કહે "પિતાજી, ત્યારે હુ તમને એક વાત કહુ? મને એક વિચાર થયા કરે છે કે આપણને કેટલો બધો આનદ થયો છે તે દર્શાવવા સારૂ હઝરતને આપણે કઇ આપવુ જોઇએ પિતાજી, હજુ તો તમારે બધા ડાક્ટરોની ફી આપવાની છેને? પણ એક વાર મિસી સાહેબ કહેતાં હતા

કે, પોતે જે કર્યું હોય તેને માટે હઝરત ઇસા કદી કંઇ પણ માગતા નથી, પણ આપણે ગજીખુશીથી તેને જે કંઇ આપીએ તે તે સ્વીકારે છે પિતાજી, તમને શું લાગે છે? આપણે તેને શું આપીએ?"

અમીરઅલી ચુપ રહ્યો, કેમકે બાળાના આ બોલ તેના દિલમાં ઉંડા ઉતરી જતા હતા, અને તરતોતરત તે કંઇ ઉત્તર દઇ શકયો નહિ થોડીવાર રહીને તે બોલ્યો, "બેટા, એ વાત જુદી છે, માટે આપણે એ વિષે વિચાર કરીશું પછી તે શો વિચાર કર્યો તે તું મને કહેજે, ને મારો વિચાર હું તને કહીશ"

મલિકા બોલી "બહુ સારૂં" પછી બાપબેટી બીજી વાતો કરવા લાગ્યા

તે રાત્રે મલિકાના ઉંઘી ગયા પછી અમીરઅલી ધાબા પર એકલો બેસીને વિચાર કરવા લાગ્યો, કેમકે મલિકાને કંઇક તો ઉત્તર આપવો જોઇએ થોડા દિવસ થયા તેનામાં મોટું બદલાણ થયું હતું, અને હઝરત ઇસાનું મોત તે કેવળ જોડી કાઢેલી કહાણી છે એવું સમજીને મન વાળવા તે હવે યત્ન કરતો નહોતો, એ વિષે અમીરઅલી પોતે પણ અજાણ નહોતો સુવાર્તામાં આપેલું ઇસુ વિષેનું વર્ણન તેણે ફરી વાંચ્યું હતું, વળી બીજા કોઇ વિષય વિષે લખાયું હતું તે કરતાં તેના મોતના વિષયનું વર્ણન વિસ્તારથી લખાયું હતું એ પણ તેણે બરાબર લક્ષમાં લીધું હતું કેમકે બીજા બનાવો તો કેવળ થોડી કલમોમાં વર્ણવ્યા હતા ત્યારે આ વિષય પર તો આખા અધ્યાય ને અધ્યાય લખેલા હતા તેથી પણ તેના અભ્યંતરમાં ખાતરી થઇ હતી કે આ સઘળું સત્યજ હોવું જોઇએ

જો એ વાત સત્ય હોય તો ઇતિહાસમાં, હા, આખા જગતના ઇતિહાસમાં, તે ચોથી મોટો બનાવ કહેવાય તેને થએલા દર્શનમાં જેમ ખ્રીસ્તનો વધસ્તંભ ઉભો હતો તેમ હવે તેના માર્ગમાં ઉભો હોય એવું તેને લાગ્યું તેણે તે તરફ પોતાની પીઠ ફેરવવી યા તો તેની આગળ સાષ્ટાંગ દંડવત કરીને તેના પર ખીલા વડે ટાંગેલા ખ્રીસ્તને શરણે જવું

"પોતાને જીવતદાન મળ્યું છે માટે કૃતજ્ઞતા દર્શાવવાને હઝરત ઇસાને કંઇ અર્પણ કરવું જોઇએ એવો વિચાર મલિકાના મનમાં થયા કરે છે,

પણ હુ જાણુ છુ કે, જેણે પ્રીતિના શિખરે પહોંચીને પોતાના મિત્રોને સારૂ પોતાનો જીવ આપ્યો છે તેનો હુ અપાર મોટો ઋણી થયો છુ મલિકાને સાજી કરવી એ તો સહેલ હતુ, પણ પાપમાંથી માનવનો ઉદ્ધાર કરવા સારૂ તો અપાર દુખ, ખોટ તથા લજ્જા વેઠવા પડયા છે, માટે એ ઋણનો મારો હિસ્સો આપવા સારૂ હુ શુ કરૂ?"

પછી દર્શનમાનો પ્રકાશ ફરી પોતા પર પ્રકાશનો હોય એવુ અમીરઅલીને લાગ્યુ, અને પોતે જેવો હતો તેવો ફરી એક વાર તેણે પોતાને દીઠો તે પોતાના મનમા સમજ્યો કે મારા જેવો નિર્માલ્ય માણસ એવા ગારવી પુરૂષને શુ આપી શકે? ફરી વાર તેને એવુ લાગ્યુ કે, હુ એકલો નથી જો કે આજી નામે એવા પ્રકાશવાળુ દર્શન તો હમણાં તેને થતુ નહોતુ, તો પણ એક અદૃશ્ય વ્યક્તિ પ્રત્યે તેને આદરયુક્ત ભયની લાગણી પેદા થઇ તેને આપવાનુ પોતા પાસે કઇ નહોતુ, પરતુ પોતાને ખાતર સ્તભનુ લજ્જાકારક મોત વેઠનારને શરણ થઇ જઇને અમીરઅલીએ પુરા હૃદય તથા ભાવથી નમન કીધુ પછી તેને એક અદ્ભુત વાત માલમ પડી પતિત માનવ વધસ્તભને માર્ગે થઇને પવિત્ર દેવની સમીપ જઇ શકે છે જેણે દૂરથી ઇશ્વરને ઓળખ્યો હતો તે હવે તેની પાસે થયો ભયને બદલે પ્રીતિ ઉત્પન્ન થઇ ગુનામ હતો તે દત્તકપુત્ર થયો "એમ ન થાઓ, કે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તભ સિવાય હુ બીજા કશામા અભિમાન કરૂ," એવુ ઉપદેશકે હરખભેર કહ્યુ હતુ તેનુ ખરુ કારણ હવે તે સમજ્યો હવેથી તેજ વધસ્તભ અમીરઅલીને પણ અભિમાનનુ કારણ થનાર હતો

બીજે દહાડે સાંજે મલિકા પોતાના બાપની સાથે ધાબા પર જઇને બેસી વાતો કરવા ઘણી આતુર થઇ રહી હતી પોતે જે વિચાર કર્યો હતો તે કહેવા તથા પોતાના બાપનો જવાબ સાભળવા તે ચહાતી હતી મલિકા બોલી, ' પિતાજી, પહેલુ કોણ બોલે, હુ કે તમે?" અમીરઅલી બોલ્યો, "બેટા, તુ પહેલી બોલ"

બાળા બોલી, "પિતાજી, મે તો બહુ વાર સુધી વિચાર કર્યાં કર્યો, પણ હઝરત ઇસાને શુ આપવુ તે વિષે મને તો કઇ સુઝયુ નહિ, કારણ કે

તેને અપાય એવુ મારી પાસે કઇ નથી  તમોને હુ શુ આપુ તે પણ મને કઇ સુઝયુ નહિ, ને એ તો વળી સહેલુ છે  પણ હુ વિચાર કર્યા કરતી હતી ત્યારે મારા શિક્ષકે એક દહાડો કહ્યુ હતુ તે મને યાદ આવ્યુ ભેટ આપવા વિષે અમે વાત કરતા હતા ત્યારે તેમણે કહ્યુ કે 'જો હઝરત ઇસા આવીને આપણી પાસે કઇ હોય તે માગે તો આપણે તેને ના કહીશુ ? ના, આપણે કદિ ના નહિ કહીએ  કારણ કે તેણે પોતાની પાસે હતુ તે સઘળુ આપણે સારૂ આપી દીધુ , તેથી મે વિચાર કર્યો કે, હુએ મારી કને જે કઇ છે તે સઘળુ હઝરતને આપી દઉ  પછી મે મારી આગળીના ટેરવે ગણવા માડયુ  મારા કપડા ને મારી જણસો, મારી બધી કિતાબો, કુચીવાળી પેટી મને બહુ વહાલી છે તે અને તમે અપાવેલા છે તે મારા બધા રમકડા પણ  પણ પછી મને એ બધા તો એટલા ઓછા લાગ્યા કે આખરે મે મારા મનમા કહ્યુ, 'હુ પોતાને પણ તેને આપી દઇશ '  માટે, પિતાજી, હુ હવેથી તમારી દીકરી રહી નહિ, કારણ કે મલિકા તો હવે હઝરત ઇસાની થઇ ગઇ છે "

મલિકા બોલતી હતી તે વેળા અમીરઅલીની આખો આનદાશ્રુથી ચળકતી હતી  તેને આનદ આ વિચારને લીધે થતો હતો કે મારો નવો દીન મારી પ્યારી બેટીથી મને વિખુટો પાડશે નહિ

બાળા બોલી, "હવે પિતાજી, તમે કહો "  અમીરઅલીએ ઉત્તર દીધો, "બેટા, હઝરતને શુ આપવુ તે વિષે હુ વિચાર કરતો હતો ત્યારે મને એવુ લાગ્યુ કે, મારી પાસે તો કઈજ નથી  હુ તો પોતાને પણ તેને આપી શકયો નહિ, કેમકે હુ એવો યોગ્ય નથી, માટે મે મારા ખાલી હાથ તેની ભણી ન લાબ્યા, તો તેણે મને પોતાને આપી દીધો "

તેજ દહાડે અમીરઅલીના ઘરમા તારણ આવ્યુ, ને બાપબેટીને કોઇ પણ જાતની ખોટ આવવાનો ખ્યાલજ ન આવ્યો, કેમકે તેઓને પોતાને અનિર્વાચ્ય દાન પ્રાપ્ત થયુ હતુ

---

## અધ્યાય ૧૫.

### ભાઈઓનુ જુદા પડવુ

હવે શુ કરવુ તેનો વિચાર અમીરઅલીને કરવાનો હતો પ્રેમ તથા કૃતજ્ઞતાથી અને અપૂર્વ આનંદથી તેનુ હૃદય ઉભરાઇ જતુ હતુ, તેથી તેને કશી મુસ્કેલી લાગતી નહોતી, ગમે તે આવે તે વેઠવા તે ગજી હતો

બીજે દહાડે સવારે જઇને ઉપદેશકને પ્રથમ એ બધુ કહેવાનો તેણે નિશ્ચય કર્યો તેને ખાતરી હતી કે ઉપદેશક મારી દાઝ જાણશે, અને થયુ પણ તેમજ અવર્ણનીય આનંદને લીધે ઉપદેશકનુ મ્હો પ્રકાશવા લાગ્યુ અને તે જુવાનના ખભા પર હાથ મૂકીને તેને પોતાના પાસમાં લઇને તે બોલ્યો, "હવે ખરેખર આપણે બિરાદરો થયા છીએ જેઓને સારૂ નથસ્તંભ ઉપર પોતાનુ અર્પણ કર્યુ તેઓમાના એકનો હઝરતે સ્વીકાર કર્યો છે, માટે ચાલો, આપણે હરખ કરીએ"

બન્ને જણે ઘણી વાર સુધી દિલ ખોલીને વાતો કરી, કેમકે પોતાના નવા ગુરૂ વિષે બને તેટલુ સાભળવાને આ નવો શિષ્ય આતુર હતો અને તેજ ગુરૂની દૈનિક સગતદ્વારા જેના પ્રેમ તથા ભક્તિભાવ દૃઢ તથા ઉંડા થયા હતાં તે ઉપદેશક ગુરૂની કૃપાની તથા તેના મહિમાની અદ્ભુત વાતો કહેવાને આતુર હતો

પરતુ કેવળ સ્વર્ગી વાતો વિષેજ તેઓ વાત કરી શકયા નહિ, કેમકે જો કે તેઓના હૃદય સ્વર્ગમા હોય એમ તેમને લાગતુ હતુ તો પણ તેઓના પગ તો સાકડા માર્ગ પર મુસાફરી કરવા સારૂ પૃથ્વી પર હતા, અને વળી એ બે જણમાંના એકને માટે તો તે માર્ગ વિકટ હોવાનો સભવ હતો પોતાના માર્ગમાં કેવાં કેવાં વિઘ્નો છે તે અમીરઅલીના કરતા ઉપદેશક વધારે સારી રીતે સમજતો હતો, અને તેનો આવેશ ઠડો પડી ન જાય માટે જો કે તે કાળજી રાખતો હતો, તો પણ ઉપદેશક પોતે સમજતો હતો કે માટે એને સાવચેતીથી કામ લેવાની સલાહ આપવી જોઇએ

અમીરઅલીએ કહ્યુ "મને લાગે છે કે, મે નવો દીન સ્વીકાર્યો છે, એવુ હુ જઇને મારા ભાઇને કહુ મને પુરી ખાતરી છે કે અજ્ઞાન અને વહેમી માણસ જેવો વાધો યે તેવો વાંધો મારા ભાઇ નાઝીરહુસેન જેવો સુશિક્ષિત અને સુધરેલો માણસ લે એ તો મને અસભવિત લાગે છે" પણ ઉપદેશક ઘણો અનુભવી અને શાણો માણસ હતો જે પ્રભુની ઇચ્છા તેઓ પુરી કરવા ચાહતા હતા તેની મ્હાર તેઓએ માગી, અને છેવટે બન્ને જણે એવુ નક્કી કર્યુ કે, અમીરઅલી ચાહતો હતો તેમ તેણે પોતાના ભાઇને ત્યાં જવુ અને એ મુલાકાતનુ પરિણામ પાછા આવીને પોતાના મિત્રને જણાવવુ

ઉપદેશક બોલ્યો, "મારો કરી લીધેલો નવો બિરાદર મારી પાસેથી જાય એ મારાથી સહન થતુ નથી, અને તમોને મારી સાથેજ રાખવાને હુ બહુ ચાહુ છુ પણ મારો વિશ્વાસ છે કે સકટ વેઠવાથી તમોને બળ પ્રાપ્ત થશે, અને જોખમની સામે ખડા રહેવાથી તમોને હિમત આવશે, તેથીજ હુ તમોને જવા દઉં છુ"

અમીરઅલીના મનમા કશો ભય નહોતો તેને તો એવુ લાગતુ હતુ કે કદી સ્વપ્નમાં પણ ન હોય એવી રીતે પ્રભુએ પોતાને મારી આગળ પ્રગટ કીધો છે, અને હુ તો એક ઉચ્ચતર તથા વિશુદ્ધ સૃષ્ટિમા ફરૂ છુ તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મારો ભાઇ પોતે પણ ખુદાને માનવાનો દાવો કરે છે, તો મને ખુદા પાસે જવાનો ખરો માર્ગ મળ્યો તેમા મારો ભાઇ વાધો કાઢશે? હુ તેને ખુદાનો ખરો માર્ગ જણાવવા કોશીશ કરીશ હુ તેને પ્રથમ એમ નહિ કહુ કે મને મસીહ મળ્યો છે, પણ એમ કહીશ કે મને ખુદા મળ્યો છે, અને એ મહાન શોધ મને કોની મારફતે થઇ તે હુ એને પાછળથી કહીશ

નાઝીરહુસેન પોતાના અભ્યાસના ઓરડામા બેઠો હતો, તેથી ખરી હકીકત પ્રગટ કરી દેવામા અમીરઅલીને કઇ વિઘ્ન નડયુ નહિ થોડીવાર બીજીત્રીજી વાતચિત કર્યા પછી તેણે એકાએક કહ્યુ કે, "બિરાદર, હુ તમને એક મહાન સમાચાર કહેવા આવ્યો છુ કે મને ખુદા મળ્યો છે"

મજાક કરતો હોય તેવી રીતે નાઝીરહુસેન બોલ્યો, "તમારી એ ગોવ મને નવાઇ જેવી લાગતી નથી, કારણ કે હુ સમજુ છુ કે મારો ભાઇ સાચા પેગમ્બર હઝરત મુહમદનો શાગીર્દ છે"

અમીરઅલી બોલી ઉઠયો, "અલબત તમારી એ સમજણ ખરી હતી પરતુ કુરાનમાનો ખુદા એવો નથી કે મારા દિલ તથા આત્માને શાન્તિ આપી શકે, તેથી મે તેને બીજે માર્ગે ઓળખવાની મહેનત કરી બિરાદર, તમે પણ તેને શોધો તો કેવુ સારૂ! ત્યારે તો તમને મારા બોલ સાચા માલમ પડે"

નાઝીરહુસેન હસીને બોલ્યો, "તમે મારે માટે ફિકર કરો છો માટે તમારી ઘણી મહેરબાની, પણ મને તો મારા પોતાના દીનમાજ સપૂર્ણ સતોષ છે મારે તે બદલવાની જરૂર નથી આજ સુધી અમારા આબરૂદાર ગણાતા ખાનદાનને મારો ભાઇ નામોશી લગાડવાનો નિશ્ચય કરે તો મારે તો મારા ખાનદાનની આબરૂ સાચવવી એ મારી ફરજ છે"

અમીરઅલી બોલ્યો, "નામોશી! હુ મસીહી થાઉં તેમા નામોશી શાની? અગ્રેજી કેળવણી લેવા તમે તમારો દેશ મૂકીને ગયા તમે તમારો દેશી પોશાક થોડો યા બધોજ તજી દીધો, ને અગ્રેજી ડ્રેસ પહેરવા લાગ્યા તમારા ઘરની વ્યવસ્થા અને તમારા બધા રીતરીવાજો હિન્દીના જેવા નહિ, પણ અગ્રેજના જેવા છે એ બધામા તમને નામોશી લાગી નહિ પણ હુ બીજી બધી બાબતોમાં મારા દેશને વિશ્વાસુ રહીને જે દીન અગ્રેજી પ્રજા પાળે છે તે સ્વીકારવાની વાત કરૂ છુ ત્યારે તમે કહો છો કે હુ આપણા ખાનદાનને નામોશી લગાડુ છુ મસીહી થવાથી અને હઝરત ઇસાના શાગીર્દ બની તેના હુકમો પાળવાથી હાલના કરતા હું કઇ ઓછો આબરૂદાર, ઓછો પ્રમાણિક કે ઓછો ધાર્મિક થઇશ એમ તમને લાગે છે શુ? સાચા દિલથી મને જવાબ આપો, જો નહિ તો પછી શી રીતે નામોશી લાગશે? મને તો એમાં કશી નામોશી જણાતી નથી"

અમીરઅલી બોલતો હતો તે બધો વખત તેનો ભાઇ તેના મ્હોં તરફ તુચ્છકારની દૃષ્ટિથી જોતો જોતો સાભળતો હતો અમીરઅલી બોલતો બધ થયો કે તરત તેણે કહ્યુ, "તમારા નવતર ખ્યાલોને લીધે

તમે એવા અંધ થઇ ગયા છો કે તમે મને પુછો છો તે તમે પોતે જોઇ શકતા નથી, તો તમને ખાતરી કરાવવાની કોશીશ કરવી એ નિરર્થક છે કદાચ તમને એટલી તો સમજ પડશે કે જ્યારે કોઈ માણસ પોતાના બાપદાદાનો દીન મૂકીને બીજા દીનમા વટલાય ત્યારે હરેક સમજુક માણસ તેને તુચ્છકારે, અને વળી પૂર્વનો કોઇ માણસ પાશ્ચાત્ય ધર્મ નો સ્વીકાર કરે તે તો વળી વધારે નિંદ્ય કહેવાય"

અમીરઅલી કંઇ બહુ જાણતો નહિ હશે એમ તેનો ભાઇ ધારતો હતો, પણ અમીરઅલી બોલ્યો, "હઝરત ઇસા પૂર્વમાજ જન્મ્યા હતા, અને તેમણે પૂર્વમાજ જીવન ગાળ્યુ હતુ એ વાત તમે વિસરી જાઓ છો, અને જો કે પાશ્ચાત્ય પ્રજાઓ એ ધર્મ પાળે છે તો પણ અસલ તો એ ધર્મ પૂર્વનોજ છે જે ધર્મ જગતની ઘણીખરી સુધરેલી પ્રજાઓ પાળતી હોય તેનો તુચ્છકાર નાઝીરહુસેન કરે એ યોગ્ય કેમ કહેવાય?"

બૅરિસ્ટર સાહેબ ફરી હસીને બોલ્યા, ત્યારે, મારા સુજ્ઞ ભાઇ હુ તમને એક સવાલ પૂછુ મસીહી દીન, તમે કહો છો તેમ, જો બહુ માનનીય અને વિદ્વત્તાવાળો હોય તો જેઓ આ દેશમા પોતાના કમનસીબને લીધે અથવા પોતાના દોષને લીધે જ ગિક સંપત્તિ વિનાના હોવાથી એ મેળવવા સારૂ અને પોતાની સ્થિતિ એ દીન વડે સુધારવા શોધતા હોય તેઓજ એ દીન કેમ સ્વીકારે છે? જો તમે તસ્દી લઇને આ શહેરમાના ઇસાઇઓની ટીપ બનાવો તો અમીરઅલીનુ નામ એ ટીપમા ઉમેરવાથી મારા ખાનદાનને નામોશી લાગે એમ હુ શા માટે ગણુ છુ તેની તમને સમજ પડશે એવુ મને લાગે છે"

અમીરઅલી મૂગો રહ્યો, કારણ કે પોતાના ભાઇને ઉત્તર આપી શકે એટલુ તે પોતાના શહેરના ઇસાઇઓ વિષે જાણતો નહોતો પણ જરા વાર રહીને તે બોલ્યો, "હુ તો ફક્ત એકજ ઇસાઇને ઓળખુ છુ, અને એના નામની સાથે મારૂ નામ ટીપમાં મૂકાય તો હુ તેમા મોટુ માન ગણુ, અને તમે પણ એ વિષે ભૂલમા છો એવુ મને લાગે છે, માટે તમને સંતોષ પમાડવા સારૂ એવી એક ટીપ મેળવવા સારૂ હુ કોશીશ કરીશ પણ એક વાત તો તમે નક્કી માનજો કે જેમાં મારા સર્વોત્તમ અને સર્વ-

કાળિક હિત સમાયલુ હોય તેમાથી એવા કોઇ સસારી લાભને લીધે હુ કદી ડગવાનો નથી જેઓને હજરત ઇસા પોતાના શાગિર્દ થવા યોગ્ય ગણે છે તેઓને હુ શી રીતે ધિક્કારી શકુ ?"

નાઝીરહુસેન હસીને બોલ્યો "જો તમારા તર્કો એવાજ હોય તો મને લાગે છે કે તમારી સાથે વધુ વાદવિવાદ કરવો નકામો છે તમે તમારો દૃઢ નિશ્ચય કર્યાં પછી આવવાને બદલે તે અગાઉ આવ્યા હોત તો ઠીક થાત એકજ વાત હુ તમને પુછવા ચાહુ છુ તે એ કે, મલિકાના સબધમા તમે શુ કરવા ધાર્યું છે? તેને પણ અગ્રેજી નામ અપાવશો અને તે પણ અગ્રેજી ટોપી પહેરશે કે ?

નાનો ભાઇ કઇક નારાજ થઇને બોલ્યો "તમે બોલો છો તે ઉપરથી સાબિત થાય છે કે મસીહી દીનનો ખરો અર્થ તમે સમજતા નથી મસીહી દીનમા દિલનુ બદલાણુ થવાની જરૂર છે, પોશાકનુ નહિ હુ ખુદાનો આભાર માનુ છુ કે મારી બેટી પણ હજરત ઈસા વિષે એટલુ બધુ શીખી છે કે મસીહનો શાગિર્દ બનવા હુ જેટલો ઉત્સુક છુ તેટલીજ તે પણ છે અને તેને માટે હુ તમારી પત્નીનો આભારી છુ"

નાઝીરહુસેને કહ્યુ "તમારા આ નિંદ્ય પગલામા મહેરબાની કરીને મારી સ્ત્રીનુ નામ વચમા ન લાવશો મને પુરી ખાત્રી છે કે, પોતાના દીન સિવાય અન્ય કોઈ દીન તરફ તેનુ વલણ નથી, અને મલિકા અવળે માર્ગે ચડી તેમા મારી સ્ત્રીનો કશો દોષ નથી"

અમીરઅલી બોલ્યો, "મારી ભાભીનુ નામ લેવામા એમને કઇ દોષ દેવાની મારી મતલબ નહોતી હુ તો માત્ર એટલુજ કહેવા માગતો હતો કે મલિકા પણ નિશાળમા શીખી છે, અને ફેહમીદા ભાભીની સલાહથી મે તેણીને તે નિશાળે મોકલી હતી" બન્ને ભાઇઓમાથી કોઇ ફરી બોલ્યુ નહિ, અને થોડી વાર સુધી ઓરડામા મૌન વ્યાપી રહ્યુ પછી અમીરઅલી જવા સારૂ ઉઠયો નાઝીરહુસેન કલમ લઇને લખવા મડયો અમીરઅલીએ ઉમરો ઓળગ્યો ત્યારે નાઝીરહુસેન બેપરવાઇથી બોલ્યો, "જ્યારે તમે શુદ્ધિમા આવો ત્યારે મને મળજો, ત્યા લગી હુ મારે રસ્તે ને તમે તમારે રસ્તે અમીરઅલી પણ સમજ્યો કે મારા ભાઇએ મને ઘરમાથી કાઢી મેલ્યો

નાઝીરહુસેને અમીરઅલીની વાત સાંભળીને તે પ્રત્યે તિરસ્કા દર્શાવ્યો હતો ખરો, પણ વળી એ વાતથી તેના મનમા સતાપ પણ ઘણે થયો હતો મારી જમાતમા મને આટલુ બધુ માન છે, અને મારા હમદીને મને આગેવાન જેવો ગણે છે, તો બૅરિસ્ટરનો ભાઇ મસીહી થઇને વટલ ગયો એવી વાત જમાતમાં થાય તે મારાથી કેમ ખમાય! ગમે તેમ કરીને તેને આ નવો દીન તજી દેવાને અથવા તો આ શહેર છોડી ચાલ્યા જવાને સમજાવવુ જોઇએ હાથમા લીધેલી કલમ તેણે પાછી મૂકી દીધી તેનુ મન એવુ તો વ્યાકુળ થઇ ગયુ હતુ કે તેથી કામમા તેનુ ચિત્ત ચોટતુ નહોતુ તેણે મનમા વિચાર કર્યો કે સૌથી સારી રીત એ છે એ વિષે કેહમીદા જોડે મારે મસલત કરવી તેની લાગણીઓ પણ મા જેવીજ દૃઢ છે અને કદાચ તેણીની તીક્ષ્ણ બુદ્ધિ આ મુશ્કેલીમાંથી છૂટક વાનો ઉપાય શોધી કાઢવામા કામ લાગશે

બન્ને છોકરા તેઓએ રાખેલા શિક્ષક પાસે બેસી અભ્યાસ કરત હતા તેથી કેહમીદા બેગમ એકલા હતા અને કોઇ પુસ્તક વાચતા હતા પોતાના ખાવિંદ કઇ વાતચિત કરવા સારુ આવ્યા છે તે જોઇ કેહમીદાએ પુસ્તક મેલી દીધુ નાઝીરહુસેનના ચહેરા પરથી તેણીને એ લાગ્યુ કે, કોઇ મહત્ત્વની બાબત વિષે તેઓ વાત કરવા માગે છે

વસ્તુસ્થિતિ એવી હોવાને લીધે કોઇ ને કોઇ ઉપર દોષ મેલવાન હેતુથી નાઝીરહુસેને આ પ્રમાણે વાત શરૂ કરી 'જે વાડીમા મસી દીનનુ શિક્ષણ અપાય છે તેમા મલિકાને મોકલવાની તારી શી મતલ હતી? તુ પણ ઇસ્લામને તજી દઇને મસીહી થઇ વટલી જવા ચાહે કે શુ? જો એમ હોય તો તુ મને સાફ કહી દે '

ઇસ્લામમાથી મસીહી દીનમા જવાના મહા પાપ વિષે સાભળી બીકથી તેના હાથ ઉચા કરીને કેહમીદા બેગમ બોલી ઉઠ્યા નાજી હુ તે એ વિષે કઇ પણ જાણતી નથી હા, મે મલિકાને એજ નિશાળ મુકવાની સલાહ આપી હતી ખરી, પણ ત્યા કઇ ધાર્મિક તાલીમ અપાય એવુ તો હુ જાણતી નહોતી" તે ગુસ્સાથી કહેવા લાગ્યા "હુ પોત ત્યા તપાસ કરવા ગયો હતી ખરી, અને ત્યા બે ત્રણ કલાક રહી પણ ધર્મ વિષે તો કઇ વાતચિત થઇ નહોતી અહિ ધાર્મિક તાલીમ અપા

છે એમ કહીશુ તો તેઓ મલિકાને મોકલશે નહિ તેથી તેઓએ એ વાત મારાથી છાની રાખી ”

‘ ગમે તેમ હોય, પણ એ તારૂ કામ છે તેણીના દાદા તથા દાદીની મરજી વિરૂદ્ધ તે તેને તે નિશાળે મોકલી અને હવે પરિણામ એ આવ્યુ છે કે, અમીરઅલી કહે છે તેમ કોણ જાણે તે જૂઠુ કહે છે કે સાચુ, તે છોડીનુ મન પણ વટલી ગયુ છે અને તે પણ મસીહી થવા માગે છે ’ હમીદા મોટેથી હસીને બોલી, “ મલિકા મસીહી થવા માગે છે ! અરે એ આજકાલની છોકરી, ગઇ કાલે તો ધૂળમા રમતી હતી કાલે ઉઠીને કહેશે કે મારે તો બૅરીસ્ટર થવા વિલાયત જવુ છે મે એવુ સાભળ્યુ છે કે હિન્દુસ્તાનની સ્ત્રી બૅરીસ્ટર થઇ શકે છે એ છોકરીને મારા હાથમાં સાપી દો અને પછી એવી મૂર્ખાઇની વાત તે ફરી કરશે નહિ એમાં તમે આટલા બધા ગભીર શેના દેખાઓ છો ? એમા શુ ! એ છોડીને ફોસલાવવી તે મારૂ કામ ”

હમીદાના બોલથી ઉમરખાનને તેનો ખાવિંદ બાલ્યો, “ તને લાગે તેમ એ હસવાની વાત નથી તુ એ છોડીને કાબુમા રાખી શકે, કેમકે એ તો સહેલ વાત છે પણ અમીરઅલીએ એક વાર દૃઢ નિશ્ચય કર્યો હોય તો તુ કે હુ કોઇ ફેરવી શકીએ નહિ પણ એનો નિશ્ચય એણે ફેરવવોજ પડશે નહિ તો પછી તેને વેઠવુ પડશે કારણ કે મારો નાનો ભાઇ મને નામોશી લગાડે એ તો હુ કદી નહિ થવા દઉ ”

પોતાના ખાવિંદના મન પર કેવો બોજ હતો તે હમીદા બેગમે જાણ્યુ ત્યારે તે પણ ગભીર બની ગઇ, અને પોતાના ખાનદાન પર જે આફત આવી પડવાની હતી તે ટાળવા સારૂ કેવા ઉપાય યોજવા તેની મસલત કરતા તેઓ ઘણી વાર સુધી ત્યાજ બેસી રહ્યાં બાદ ઉમરખાન પોતાના દિવાનખાનામા આવ્યો ત્યારે તેના મનમાનો બોજ કઇંક ઓછો થયો હતો, અને તેથી હવે તેનુ મન કામમા ચોટ્યુ

---

## અધ્યાય ૧૬.

## મલિકાનુ ગુમ થવુ

અમીરઅલીએ પોતાના ભાઈ સાથે ઘણીજ હિમ્મતથી વાત કરી હતી ખરી પણ ઘરમાંથી નીકળતી વેળા તેના ભાઈએ કહેલા કઠોર વેણથી તેના દિલમા જખમ થયો હતો, "મારા ખાનદાનમાના સઘળા માણસો કરતા નાઝીરહુસેન તરફથી હુ સારા વર્તનની આશા રાખતો હતો મને લાગતુ હતુ કે મસીહી દીન પાળનાર દેશમા તે રહી આવ્યો છે, અને ત્યાંના ઘણાખરા રીતરિવાજો તેણે ગ્રહણ કર્યા છે તેથી એ બીજાના દીન પ્રત્યે પણ બીજાઓની પેઠે આવી કડવી દુશ્મનાવટ એ ધરાવતો નહિ હશે પણ એમ સમજવામા મારી ભૂલ હતી એમ હવે મને જણાયુ છે મસીહી દીન શિવાય અગ્રેજોના બીજા બધા રીતરિવાજો મારા ભાઈને પસદ છે, એમ કેમ હશે તે મને સમજાતુ નથી પણ આ વાતચિતથી તો એ ખુલ્લુ દેખાય છે" ઘેર જતા અમીરઅલીના મનમા આવા આવા વિચારો આવતા હતા

પોતાના મોટા ભાઈ સાથેની મુલાકાતનુ પરિણામ જણાવવા વચન અમીરઅલીએ ઉપદેશકને આપ્યુ હતુ માટે તે હવે તેના ઘર તરફ જવા લાગ્યો ઉપદેશક તો તેની ઘણી આતુરતાથી જોતો બેઠો હતો તેણે પુરી દિલસોજીથી પોતાના નવા મિત્રની વાત સાભળી પણ તેને એમ કઈ અચબો લાગ્યો નહિ તેણે કહ્યુ, "હુ તો માનતો હતો કે નાઝીરહુસેન વાધો લીધા વગર રહેશેજ નહિ"

અમીરઅલી બધુ કહી રહ્યો ત્યાર પછી ઉપદેશક બોલ્યો, "આપણા સ્વામીએ તમારે સારૂ જે વધસ્તભ ઉંચક્યો તે વિષે તમે થોડુ ઘણુ શીખ્યા છો હવે તેની ખાતર જે વધસ્તભ ઉંચકવા સારૂ તમે તેડાયા છો તેનો અર્થ હવે તમે શીખો છો સાભળો, તે શુ કહે છે! પછી ઈસુએ પોતાના શિષ્યોને કહ્યુ કે, કોઈ મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાને નકારવો, ને પોતાનો વધસ્તભ ઉંચકીને મારી પાછળ આવવુ કેમ

જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે, પણ જે કોઇ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે "

પોતાના સ્વામીના વચનો સાંભળતા અમીરઅલીના મુખ પર છવાએલું ગમગીનીનું વાદળ વિખેરાઇ ગયું અને આનંદના ઉભરાસહિત તેણે પૂછ્યું, "મસીહી થવાને લીધે જો મારે વેઠવું પડે તો તેથી હું પ્રભુ ઇસુને સારૂ વધસ્તંભ ઉચકું છું એમ કહેવાય?"

ઉપદેશકે તેને ઉત્તર દીધો, "ખચીત, આપણો સ્વામી પોતે કહે છે કે, આપણે એજ રીતે તેના ખરા શાગીર્દ બની શકીએ છીએ "

ફરી અમીરઅલીએ જાણે દર્શનમા દીઠેલા ગોરવી પુરૂષને દીઠા, અને પોતાના મહિમા વડે પ્રકાશનો એવો વધસ્તંભ તેના હાથમા જાણે ત આપતો હોય એવું અમીરઅલીને લાગ્યું

ગદ્ગદિત અવાજે તે બોલી ઉઠ્યો, "સિરાહ જો મારે તેની ખાતર વધસ્તંભ ઉંચકવાનો હોય તો જેમ તેણે મારે માટે વધસ્તંભ ઉંચક્યો તેમ હર્ષથી હું તે ઉચકીશ, અને મારા ભાઇ કહે છે તેમ તેમા નામોશી તો નહિ પણ હું તેમા સર્વોત્તમ માન સમજીશ "

બન્ને જણ રોજ સાથે બેસીને વાચતા અને વાતચિત કરતા, કેમકે એ જુવાન શિષ્યને ઘણું શીખવાનું હતું અને તેથી સુબોધ પામવા સારૂ તે રોજ રોજ પોતાના મિત્રની પાસે આવતા હતા

અમીરઅલી ઘેર પાછો ફર્યો ત્યારે તેને જણાયું કે, મલિકા તેને ક્યારનીએ જોયા કરે છે સ્કુલના મિસી સાહેબ મલિકાને જોવા, અને હવે નિશાળ ઉઘડી હતી તેથી ફરી આવવા જેટલી શક્તિ તેનામા આવી છે કે નહિ તે જોવા આવ્યા હતા, એ વાત મલિકા તેના પિતાને કહેવા અધીરી થઇ રહી હતી

બાળા બોલી, "પિતાજી, તમે હવે મને નિશાળે જવા દેશોને? હું ઘણા દહાડા ગેરહાજર રહી છું તેથી હું શીખેલું સઘળું ભૂલી જઇશ હવે તો મને જવા દેશોને?"

બાપના મનમા એવું કંઇ હતું કે જેથી તેને ના કહેવાની ઇચ્છા થઇ તો પણ તેને શા માટે ના કહેવી તે તેને કંઇ સૂઝ્યું નહિ, તેથી મલિકાને ઘણા કાલાવાલા કરતી જોઇ તેણે હા પાડી

તે મનમાં કહેવા લાગ્યો, "મલિકા નિશાળમા શુ શુ શીખી છે તે મારાં ભાઇભાભી જાણે છે તેથી જો તે ફરી નિશાળે જશે તો તે તેમને ગમશે નહિ, પણ હવે એ લોકો મારી સાથે કંઇ વહેવાર રાખવા ચાહતા નથી, તો મારે શા માટે એમને પૂછવુ જોઇએ"

દિવસો શાંતિમા જવા લાગ્યા અને જે સ્વામી પર પોતે હવે શ્રદ્ધા રાખવા લાગ્યો હતો તેના વિષેનુ ઉંડુ જ્ઞાન અમીરઅલી રોજ રોજ મેળવતો હતો, અને જે ખુદા પર તેણે અત્યાર લગી અંધ શ્રદ્ધા રાખી હતી તેના વિષે પણ તે સ્વામીદ્વારા તે નવુ ને નવુ શીખતો હતો અને મલિકાથી સમજી શકાય એવી એવી બાબતો તેને પણ શિખવતો હતો

એક દહાડો મલિકાને પોતાના બાપને ઘણુ કહેવાનુ હતુ તે બોલી, 'પિતાજી, 'જે કોઇ માણસની આગળ મને કબુલ કરશે તેને હુ પણ મારા આકાશમાના બાપની આગળ કબુલ કરીશ' એવુ વાક્ય આજે હુ નિશાળમા શીખી છુ મે મિસી સાહેબને પુછ્યુ કે એનો શો અર્થ છે? ત્યારે તેમણે મને કહ્યુ કે, 'એનો અર્થ એવો થાય છે કે, જો આપણે આપણા સ્વામીને ખરા હૃદયથી ચાહતા હોઇએ તો આપણે એ વાત બીજાઓને પણ કહીશુ' પિતાજી, હુ ને તમે હઝરત ઇસાને ચાહીએ છીએ, પણ તે વિષે આપણે કોઇને કહ્યુ નથી મે તો કોઇને કહ્યુ નથી! પિતાજી, તમે કોઇને કહ્યુ છે?"

બાળા જે સમજતી નથી તે તેને સમજાવવાની આ સારી તક છે એવુ અમીરઅલીને લાગ્યુ, તેથી તે બોલ્યો "બેટા, ઘણા એવુ માને છે કે હઝરત ઇસા પર પ્રેમ કરવો અને તેના શાગીર્દ બનવુ એ જૂઠુ બોલવા કરતા અને કસમ ખાવા કરતા અને ખુદાના બીજા હુકમો તોડવા કરતા પણ વધારે ભુડુ છે બેટા, હુ તારા કાકાને મળ્યો હતો અને મે આ બાબત વિષે તેની જોડે વાત કરી હતી" અમીરઅલીએ પોતાના ભાઇની સાથે થએલી વાતચિત વિષે મલિકાને કહ્યુ મલિકાએ આશ્ચર્ય-સહિત તે સાભળ્યા કર્યું અને પછી બોલી, "પણ કાકી તો ગુસ્સે નહિ થાય, કેમકે એમણે પોતે મને નિશાળે મોકલી હતી અને હુ ત્યાં જે શીખતી હતી તે મે તેમને કહ્યુ હતુ, ને તેથી તેઓ પણ તે જાણે છે વળી તેમણે

મને કહ્યુ હતુ કે, તુ તારા પિતાજીને એ વાત કહેતી નહિ, નહિ તો તે તને નિશાળમાથી ઉઠાડી લેશે મને લાગે છે કે હુ કાકીને મળુ તો સા , મને ખાતરી છે કે તે ગુસ્સે તો નહિ થશે, અને જો કદાચ તે ગુસ્સે થાય તો પણ હુ એમને હઝરત ઇસા વિષે એવી રીતે કહીશ કે તે પણ તેના પર પ્રેમ રાખશે "

અમીરઅલીએ રહમીના વિષ કશ્ કહીને મલિકાને નિરાશ કરી નહિ મલિકા પોતાની કાકીને ઓળખતી હતી તે કરતા અમીરઅલી પોતાની ભાભીને વધારે સારીપેઠે ઓળખતો હતો, અને તેને તો પૂરી ખાતરી હતી કે, રહમીનાબેગમ અમારા પક્ષની થવાની નથી તેઓએ પોતે હવે વધસ્તભ ઉચકવાનો હતો એ વિષે અમીરઅલીએ પોતાની નાની છોડીને કહ્યુ અને વધસ્તભ ઉચકવાનુ દુ ખ એટલે શુ તે એ બિચારી બાળા શુ જાણે ? તે બોલી, "હા, હુ પણ ઉચકીશ પિતાજી, મને લાગે છે કે આપણ બેઉને સારૂ એકજ વધસ્તભ આવશે, કેમકે હુ તો નાની છોડી છુ તેથી મારી એકલીથી તો એક નહિ ઉચકાય, જો આપણે બેઉ જણ સાથે ઉચકીશુ તો કઇ હરકત નહિ, કેમ, હે પિતાજી ? ' એવો વખત બહુ જલદી આવી ગયો હતો કે જેમાં જો કે મલિકા નાની બાળકી હતી તો પણ તેણે એક ભારે વધસ્તભ ઉચકવાનો છે અને તેમા વળી તેનો બાપ તેની નજીક રહી મદદ આપી શકવાનો નથી પણ બિચારા બન્ન જણ તે વખતે એ વાતથી અજાણ હતા

એ પછી એક બે દિવસ રહીને એવુ બન્યુ કે, અમીરઅલી રોજની પેઠે અભ્યાસને સારૂ ઉપદેશકને ત્યા ગયો ત્યા તેને ખબર મળી કે આજે સાજે વાચનગૃહમા એક ભાષણ થવાનુ છે, તેથી તે સાભળવા સારૂ તે રહ્યો પછી ઘેર જતા તો અવાર થઇ ગયુ ઘરના ચોકમા જવાનો દરવાજો તે ઉઘાડે એટલામા તો તેણે ઘણા માણસોને મોટેથી બોલતા સાભળ્યાં તેણે જાણી લીધુ કે, ઘરમા કઇ ખળભળાટ થયો છે તેને જોતાજ બધાં સગ બોલી ઉઠયા, "અરે, મલિકા કયા છે, તમને કઇ ખબર છે ?"

બધા ગભરાટમા સામટા બોલતાં હતા તેથી અમીરઅલી પણ દિડમૂઢ થઇ ગયો પછી થોડી વારે તે સમજ્યો કે આજે મલિકા

નિશાળે ગએની તે પાછી ઘેર આવીજ નથી બધા કહેવા લાગ્યા, "અમે થોડી વાર સુધી ગહ જોઇ કે તમે આવીને જાતે તપાસ કરશો, પણ વખત જતો ગયો અને તમે પણ આવ્યા નહિ તેથી અમને વધારે ફિકર થવા લાગી, માટે અમે તમારા પિતાજીને ત્યાં તમારા ભાઇને ત્યાં અને નિરાળમા માણસ મોકલ્યુ અને અમને જ્યા જ્યા સૂઝયુ ત્યા ત્યા તપાસ કરાવી, પણ તેનો કઇ પત્તો મળ્યો નથી બધા કહે છે કે, અમે તેના વિષે કઇ સાભળ્યુ નથી અને તેને જોઇ પણ નથી '

નિશાળ ભરાતી હતી તે વખ જેના ઝનાનામા હતુ તે બાઇએ પણ કહ્યુ કે, "રોજની પેઠે બધા છોકરા ઘેર ગયા ત્યારે મલિકા પણ તેમની સાથે હતી '

અમીરઅલી તો એ સાભળીને આભોજ બની ગયો પોતાની પ્યારી બેટીને ગુમ થયા હતો ત્યારે તેને બહુ દુખ લાગ્યુ હતુ, પણ આની સાથ સરખાવતા તે કઇ વિસાતમા નહોતુ કેમકે ત્યાર તો તે તેની પાસે હતો અને તેને સારૂ કઇ કરી શકતો હતો, પણ આ વેળા તો તે કઇ જાણતો નહોતો અને કઇ કરી શકતો પણ નહોતો તો પણ વરમા બેસી રહેવાય એવુ ન હતુ જે મિત્ર પાસેથી તે થોડીજ વાર પર છૂટો પડયા હતો તેનો વિચાર તેને આવ્યો કે કદાચ તે કઇ સલાહ આપશે, અને જતા જતા હુ પોલીસને પણ ખબર આપીશ '

સાએ તેને પીરસેલુ ભાણુ જમી લેવા કાલાવાલા કર્યાં, પણ તે બોલ્યો, "મારી મલિકા બિચારી ભૂખી હશે, થાકેલી હશે, તેને ખવડાવનાર ને દિલાસો આપનાર તેની પાસે કોઇ નહિ, ને મને ખાવાનુ કેમ ભાવે, ને ઉંઘ પણ કેમ આવે '" જેમ જેમ તે વિચાર કરતો તેમ તેમ તેના દિલમા દુખ થતુ કે મારી વહાલી દીકરીને કોઇ કોણ જાણે કેવુ દુખ દેશે, અને તેને લઇ જનારાઓની મતલબ શી હશે? કેટલીક વાર નાનાં બાળકોનુ હરણ થતુ હતુ ખરૂ, પણ એવુ કયારે થતુ કે જો કોઇ બચ્ચાએ ઘરેણાં પહેર્યા હોય તો તેને લોભે તેનુ હરણ કરી જતા પણ મલિકાએ તો એવુ કઇ પહેર્યું નહોતુ કે જેથી કરીને કોઇ એનુ હરણ કરવા લલચાય અને તેથી લઇ જનારને કઇ લાભ થાય

---

## અધ્યાય ૧૭.

## ક્યાથી પત્તો મળે?

અમીરઅલી પોતના મિત્રના ઘર તરફ ઉતાવળથી જતો હતો તે વખતે તેના દિલમા ભય અને ફિકરનુ તોફાન ચાલી રહ્યુ હતુ એવામા તેને એકાએક યાદ આવ્યુ કે, હવે હુ પહેલાના જેવો માણસ નથી હવે હુ એકલો ચાલતો નથી, અને આ બોજ ઉચકવા સારૂ પણ મારો એક મદદગાર છે જે નવો મિત્ર તેને મળ્યો હતો તેની કસોટી કરવાનો ખચીત આ વખત હતો, તેથી તેના દુખી દિલે પોકાર કર્યો કે, "હે પ્રભુ, મારી બહેનની સભાળ લજે અને તેને મને પાછી મેળવી આપજે"

પછી જાણે કે પોતાની સાથે કોઇ ચાલતુ હોય એવુ તેને લાગ્યુ તેને દુખ તો લાગતુ હતુ પણ બીજુ એક જણ તેના દુખમા ભાગ લેતુ હતુ તેથી તે દુખ તેને ઓછુ લાગતુ હતુ હવે ભારે બીક દૂર થઇ ગઇ, કારણ કે હવે તેને લાગ્યુ કે મલિકા કોઇ જગાએ સલામત છે

ઉપદેશકે અમીરઅલીને સારુ દરવાજો ઉઘાડયો અને તેને થોડી વારમા પાછો આવેલો જોઇને, અને એનુ મુખ ઉતરી ગએલુ જાણીને તે પણ ગભરાયો શુ થયુ હશે એ તેને પુછવાની જરૂરજ નહોતી, કારણ કે તેણે અટકળ કરી કે, એને કઇ જબરો ફટકો લાગેલો છે વળી તે કોના તરફથી હશે એનુ પણ અનુમાન તેણે તરત કરી લીધુ

સગા ભાઇના જેવી દિલસોજી તથા માયાસહિત તેણે અમીરઅલીને માહે લીધો અને તેની વાત સાભળવા સારૂ બેઠો

મનમા ઘણુ દુખ થતુ હોવાથી મહા મુશ્કેલીથી તે બોલ્યો, "મલિકા ગુમ થઇ ગઇ છે, અને તેનો પત્તો નથી" રફતે રફતે તેણે તેને સઘળી હકીકત કહી સભળાવી સાભળતા સાભળતા ઉપદેશકને આ બનાવનો ભેદ થોડોઘણો સમજાયો પણ ખરો

તે તેને દિલાસો દેતા બોલ્યો, "બિરાદર, એક વાતની તમે ખાતરી રાખજો કે મલિકાનો વાકો વાળ થયો નથી ને થવાનો પણ નથી, કેમકે તેને ઇજા કરે એવા માણસોના હાથમા તે નથી"

ઉપદેશક એવી ખાતરીસહિત બોલતો હતો કે અમીરઅલીએ અજાયબ થઈને પૂછ્યું, "હે! મલિકા ક્યાં છે તે તમને ખબર છે? તમે તેના વિષે કંઇ સાંભળ્યું છે?"

ઉપદેશકે કહ્યું "ના, હું કંઇ જાણુતો નથી, તેમ મેં કંઇ સાંભળ્યુંએ નથી, પણ હું ખાતરીથી કહું છું કે, મસીહી થવાનો તમારો નિશ્ચય અને મલિકાનું ગુમ થઇ જવું એ બે વાતને સંબંધ છે, અને તે ઉપરથી હું એવું અનુમાન પણ કરૂં છું કે મલિકા તમારા સગાઓના હાથમાં સનામત છે"

અમીરઅલી ઘણોજ અજાયબ થઇને બોલ્યો, "પણ મારા ભાઇ-ભાભી શિવાય મારા એ નિશ્ચય વિષે બીજું તો કોઇ જાણતું નથી"

ઉપદેશકે તેને કહ્યું "તમારી છોકરી ક્યાં છે એ તેઓ જાણતા હોય એવું બનવું શું તમને સંભવિત નથી લાગતું? તમે નક્કી માનજો કે ઇસ્નામી દીન તરફ તમારૂં મન પાછું વાળવા સારૂ ઉપાયો લેવામાં આવશે અને તમને તમારી એકનીએક નાની અને વહાલી દીકરીથી વિખુટા પાડવાથી તમે ઠેકાણે આવશો એવું તેઓ ધારતા હશે મલિકાના ગુમ થવાનું કારણ એજ છે એમ મને તો લાગે છે તમે તેમને શરણ થશો કે તરત તેઓ તમારી દીકરી તમને પાછી સોંપી દેશે"

અમીરઅલી બોલ્યો, "તેઓને હું શરણ થાઉં! એમ તો કદી થનારજ નથી પણ મલિકા મારી દીકરી છે મારી પાસેથી એને કોણ લઇ જઇ શકે? અને વળી એમ કરવાનો મારા ભાઇને શો હક છે? એવું સાહસ કરવાની હિંમતજ તે કેમ કરે?"

ઉપદેશક બોલ્યો, "સિરાદર, આવી બાબતોમાં તો ગમે તેવું સાહસ થાય, તો પણ મારા બોલવાનો અર્થ ઉંધો કરશો નહિ કાયદો તમારી તરફેણમાં છે ઇસ્નામી કે મસીહી કોઇને પણ તમારી દીકરીને તમારી પાસેથી લઇ જવાનો હક નથી"

અમીરઅલીએ અધીરા બનીને પૂછ્યું, "ત્યારે આ બાબત વિષે તમે મને શું કરવાની સલાહ આપો છો?"

ઉપદેશકે તેને કહ્યું "તમારે જે પ્રથમ કરવાનું તે એ છે કે, તમે જઇને તમારા ભાઇની જોડે આ વિષે વાત કરી જુઓ તમારો ભાઇ શું કહે

છે તે સાંભળ્યા વિના ને જાણ્યા વિના તમારાથી કંઇ કરાય નહિ તમારી સાથે આવવાનું મને મન થાય છે, પણ એથી તો બળતામાં ઘી હોમાય, તો પણ, ચાલો, તમારા ભાઇના ઘર સુધી હું તમારી સાથે આવું છું, અને તમે અંદર જઇને પાછા આવો તે દરમિયાન હું બહાર થોભીશ"

મલિકા નાઝીરહુસેનના હવાલામાં હશે એવો વિચાર આવવાથી અમીરઅલીને કંઇક દિલાસો મળ્યો, અને પોતાના મિત્રની દિલસોજી તથા મદદ વડે કંઇ પણ વેઠવા તથા કરવા તે હિંમતવાન થયો જો કે રાતના દશ વાગી ગયા હતા તો પણ બન્ને જણ નીકળી પડયા આવા સંજોગોમાં રાતની વખતે તસ્દી આપવાને લીધે નાઝીરહુસેન પણ ગુસ્સે નહિ થશે એવું તેમને લાગ્યું

નાઝીરહુસેનને ઘણું કામ હતું, અને તેથી તે આ વખતે અભ્યાસના ઓરડામાં બેઠો બેઠો લખવામાં ગુંથાએલો હતો અમીરઅલીને આ બહુ સારો લાગ મળ્યો, તે બોલ્યો, "મલિકા કયાં છે તે તમને પૂછવા સારૂ હું અત્રે આવ્યો છું મને ઝટ કહી દો, કારણ કે હું તે જાણીશ નહિ ત્યાં સુધી મને ચેન પડવાનું નથી"

નાઝીરહુસેનના હૃદયમાં કેવા કેવા વિચારો થયા હશે તે તો ઇશ્વરજ જાણે, પણ બહુજ આશ્ચર્ય પામ્યા જેવો દેખાવ તેણે કર્યો અને કંઇ ગુસ્સો પણ દર્શાવ્યો

તે બોલ્યો, "મલિકા કયાં છે? આટલી રાત્રે અહીં આવીને મને એવો પ્રશ્ન કરવામાં તમારી શી મતલબ છે? મલિકા વળી બીજે કયાં હોય? તે પથારીમાં ઉંઘી ગઇ હશે, ને જો તે ઉંઘતી નહિ હોય તો શા માટે નહિ તે તમે જાણો, મને શું પુછો છો? મલિકા વિષેની જવાબદારી તમે મને કયારથી સોંપી છે?"

અમીરઅલી તો ગુંચવણમાં પડયો ઉપદેશકને ખાત્રી હતી કે નાઝીરહુસેન મલિકા વિષે જાણે છે એમ તેણે વિચાર્યું, પણ ખરી હકીકત શી છે તે તું ગુપ્ત રાખે છે એવું કહીને પોતાના ભાઇને દોષ દેવાની હિંમત તેનામાં નહોતી.

તેને ફેહમીના બેગમનો વિચાર આવ્યો એની પાસેથી વાત કઢાવવી સહેલ છે, અને એ મારી સાથે ઠીક ઉતરશે એવુ વિચારી તેણે પૂછ્યુ, "મારી ભાભી જાગતા છે? તે મારી બેનીને બહુ ચાહે છે અને એના વિષેના સમાચાર આપવા તે તો મને ના પાડશે નહિ"

"ખચીત જો તમારી ભાભી અહી હોત તો તે પણ મારી પે એમજ કહેત કે તે વિષે હુ પણ કઇ જાણતી નથી પણ થયુ છે એવુ કે તે અહી નથી તે તો કેટલાક દિવસથી એને પિયર ગઇ છે"

આ સમાચારથી બિચારા અમીરઅલીને એક જબરો ફટકો લાગ્યો હવે તેને લાગ્યુ કે, ઉપદેશકનુ અનુમાન ખોટુ છે, કેમકે ભાભીની ગેરહાજરીમા નાઝીરહુસેન મલિકાને લાવીને પોતાને ઘેર રાખે એ તો બનેજ નહિ કેમકે એ એવો માણસ નથી કે એની નાની છોડીને પોતાની પાસે રાખે, તો પણ વાત જવા પહેલા એકવાર ફરી કહી જાઉં, કારણકે મલિકાના ગુમ થવા વિષેની બાબતમા કઇ તેનો હાથ નહિ હોય તો પણ એને શોધી કાઢવામા તો એ મને મદદ કરી શકશેને? એ મેજિસ્ટ્રેટ છે અને તે વિષે હવે કેવા પગલા લેવા તે એ જાણે છે

એજ વખતે નાઝીરહુસેનના મનમા પણ એવાજ વિચારો થતા હતા, કેમકે અમીરઅલીના દુખિત ચ્હેરા તરફ જોઇને તે માયાથી બોલ્યા, "આવુ અવિચારી અને જુઠુ તોહોમત મારા પર તમે મેલવા આવ્યા તે કરતા તમારા પર આવી પડેલી આફત મને જણાવીને મારી કઇ સલાહ લેવા આવ્યા હોત તો હુ તમને કઇ મદદ કરત, પણ તેને બદલે તો તમે આવુ કર્યુ તેથી હુ તમને કઇ વધારે કહેતો નથી"

અમીરઅલી પહેલા પ્રયત્નમા ફાવ્યો નહિ તેથી પોતાના ભાઇએ મદદ આપવા વિષે કરેલી વાતનો લાભ લેવાનો વિચાર કર્યો, ને પાસે પડેલી ખુરસીમા ઢળી પડીને સતાપથી ધ્રુજતે અવાજે બોલ્યો, "બિરાદર, હુ તમને એટલુજ કહી શકુ છુ કે, મલિકાનો પત્તો નથી જો તેને શોધી કાઢવામા તમે મને સહાય થાઓ તો તમે મને મોટા દુખમાથી ઉગારશો અને મને તમારો સદાનો ઋણી કરશો"

બેરિસ્ટર ગંભીર થઇને જાણે કે ખુબ વિચારમાં પડેલો જણાતો હતો. પછી તે કાગળ તથા કલમ લઇને અમીરઅલીને કંઇ પ્રશ્નો પૂછવા મંડયા અને તેણે જે જે કહ્યું તે તે લખતો ગયો.

પછી તેણે પુછયું, "મલિકાના ગુમ થવાનું કારણ શું એ વિષે તમને કંઇ પત્તો મળ્યો છે?" જરા વાર રહીને અમીરઅલી બોલ્યો "થોડા દિવસ પર મારે ને તમારે વાતચિત થઇ હતી તે મને યાદ છે. તે વેળા તમોએ કેવળ ભરાઇને મને ઘરમાંથી કાઢી મેલ્યો હતો, માટે હું ધારતો હતો કે મારી દીકરીના ગુમ થવા સાથે તે વાતનો કંઇક સબંધ હશેજ."

બેરિસ્ટર બોલ્યો, "તમારી દીકરીની સલામતીને સારૂ તમે ફિકર રાખો તે કરતાં હું તેને સારૂ વધારે ફિકર રાખું એવો વિશ્વાસ તમે મારા પર રાખ્યો એથી હું તમારો ઘણો ઉપકાર માનું છું. ખરી વાત છે કે, એ છોડીને કોઇ મમીડી બનાવે તો એને બચાવવા હું મારાથી થાય તેટલું કરૂં, એ તમારૂં અનુમાન ખરૂં છે. પણ ચાલો, હવે આપણે વાતમાં વખત ગુમાવવો નહિ જોઇએ. આપણે એને શોધી કાઢવાના થાય તે પ્રયત્ન કરીએ. તેણે કયો દીન પાળવો એ તો આપણે પછી નક્કી કરીશું."

પછી આગળ શા પગલાં લેવા અને કેવા સાધનો વાપરવા તે વિષે તેઓએ વાતચિત કરી, અને રાતોરાત કંઇ થઇ શકે એવું નહોતું માટે નાઝીરહુસેને અમીરઅલીને સલાહ આપી કે, "ઘેર જાઓ અને જરા આરામ લો કે આવતી કાલે તપાસ ચલાવવા સારૂ તમે તૈયાર થઇ શકો."

દુખી દિલે અમીરઅલી ઘરમાંથી નીકળ્યો. તે તો એમજ માનતો હતો કે મારો ભાઇ કહે છે તેટલુંજ તે જાણે છે, માટે મને તો એવું લાગે છે કે મલિકાને કોઇ પરાયું માણસજ ઉંચકી ગયું છે, ને તે પણ કોઇ સારા હેતુથી તો નહિજ.

ઉપદેશક બહાર ઉભો રહી ગયો જોતો હતો. તેણે કશી ટીકા કર્યા વિના અમીરઅલીનું કહેવું પુરેપુરૂં સાંભળી લીધું.

અમીરઅલીએ કહ્યું "હું તો ધારતોજ હતો કે મારો ભાઇ એવું કૃત્ય ન કરે." હજુએ ઉપદેશક કંઇ બોલ્યો નહિ.

મનમા જે ફિકર થતી હતી તે મટાડે એવી કઇ સૂચના ઉપદેશક કરે એવી આશાથી તેણે પૂછયુ, "છોડી કયાં હશે એ વિષે તમને બીજો કઇ ખ્યાલ આવે છે?"

ઉપદેશકે તેને કહ્યુ, "બિરાદર, બોલેલી બધી વાત સાચીજ હોતી નથી એ તમને કહેવાની જરૂર નથી"

અમીરઅલી આ સાભળી ચમકયો તેણે પૂછ્યુ, "શુ તમે હજુ એમ સમજો છો કે, મલિકા કયાં છે તે મારો ભાઇ જાણે છે?"

ઉપદેશકે તેને કહ્યુ "હા, હુ તો હજી એમજ ધારૂ છુ, પણ તે તમને બધુ નહિજ કહે એવી મારી ખાતરી હતી પણ વખત જતાં તે કદાચ કહેશે"

આથી અમીરઅલીને જરા ચેન પડયુ ગમે એમ હોય પણ એનુ મન શાંત પાડવા સારૂ એમ ધારવુ સારૂ હતુ કે નાઝીરહુસેનનો પણ એમાં કઇ હાથ છે માટે અમીરઅલીએ તેનો એ અભિપ્રાય હાલ તો કબૂલ રાખ્યો

થોડીવાર પછી અમીરઅલી બોલ્યો, "જો મારી ભાભી ઘરમા હોત તો મને ભાઇ પર વધારે શક આવત"

ઉપદેશકે કહ્યુ "એમ કે? મને એમ ન થાત"

અમીરઅલી આ સાભળી વળી ગુચવાયો, પણ કઇ બોલ્યો નહિ ઘર આવ્યુ ત્યા સુધી બન્ને જણે ગુપચુપ ચાલ્યા કર્યુ ઘર આવ્યુ એટલે ઉપદેશક પાછા આવવાનુ વચન આપીને પોતાને ઘેર જવા નીકળ્યો અમીરઅલીને ત્યાં ઘરનાં બધા માણસો, તેમજ મલિકાના દાદા સુદ્ધા આતુરતાએ તેની રાહ જોતાં બેઠા હતા તેણે કહ્યુ કે, હજુ કઇ પત્તો મળ્યો નથી, ત્યારે ડોસીએ પોક મૂકીને રડવા લાગી મોડી રાત સુધી બધાં જાગતાં બેઠાં, અને જ્યારે બહુ થાકી ગયા ત્યારે સુઇ ગયાં

## અધ્યાય ૧૮.

## નાદરીખાનમ

વખત વીતતો ગયો બે દિવસ થયા પણ ગુમ થએલી બાળાનો કશો પત્તો મળ્યો નહિ, તેઓની નિરાશા વધતી ગઇ અને ધીરજ ખુટતી ગઇ.

ત્રીજે દહાડે ફેહમીદા બેગમ ઘેર મળવા આવી આથી અમીર-અલીને નવાઇ લાગી ઘરમાં પેસતાજ તેણીએ પોક મેલીને રડવા માંડયું, અને મલિકા જાણે પોતાનીજ દીકરી હોય તેમ તેણે વિલાપ કર્યો અમીરઅલીને પણ એથી ઘણી અસર થઇ બાળાના ગુમ થવામાં મારી ભાભીનો કંઇ હાથ હશે એવું ધારવામાં મેં ભૂલ કરી, એવું વિચારી તે મનમાં પોતાને દોષ દેવા લાગ્યો

મલિકા કયાં હશે ને શોધી કાઢવા સારૂ કેવા ઉપાય કરવા તેની મસલત કરવામાં બન્ને જણે ઘણી વાર સુધી વાત કરી એક વાર વાત કરતાં જરા અટકવા ત્યારે, કોઇ પાસે રહીને સાંભળતું તો નથી એ જોવા, ફેહમીદાએ વહેતા વહેતા આમતેમ નજર કરી લીધા પછી ઝડપથી પણ ધીમે સાદે તે બોલી, "તમારા ભાઇ એક દહાડો મને કહેતા હતા કે, મસીહી દીન તરફ તમારૂં મન છે, અને તમે આપણો સાચો દીન તજી દેવાનો વિચાર કરો છો, પણ મને લાગે છે કે એ તો તમે અમથું મસ્કરીમાં કહ્યું હશે, તે શું કહેશે તે જોવા સારૂ તમે કદાચ તેને પૂછી જોયું હશે!"

"અરે હા, તે તો તદન ખરીજ વાત છે ઇસ્લામ વિષે હું ઘણું જાણું છું, અને મસીહી દીન વિષે પણ હું ઘણું શીખ્યો છું, અને એ બેમાંથી સાચો દીન કયો છે તે વિષે મને જરા પણ શંકા નથી"

ફેહમીદા બેગમ બોલી, "જો એમ હોય તો તમને મલિકા કદી જડવાની નથી એવું મને લાગે છે"

અમીરઅલી આશ્ચર્ય પામીને બોલ્યો, "તમે એમ કેમ બોલો છો? મલિકા જડે ન જડે તેનો આ વાત સાથે શો સંબંધ છે?"

"કેમ નહિ? હું તો કહું છું કે તેણેજ સબંધ છે. જો આપણે ખુદાને નારાજ કરીએ તો તેથી આપણે પોતા પર સજા આણીએ નહિ શું? અને જ્યાં સુધી આપણે ખરા રસ્તામાં પાછા ન આવીએ ત્યાં સુધી તેના તરફથી માફીની આશા શી રીતે રાખી શકાય? તમે દીન બદલવાના છો તેમાં જો ખુદા રાજી હોત, તો શું તે તમારા પર આવી આફત આવવા દે?"

થોડી વાર સુધી અમીરઅલી કંઇ બોલ્યો નહિ, કેમકે તેની ભાભીના બોલ પર તે વિચાર કરતો હતો. પછી તેણે જવાબ દીધો, "હઝરત ઇસા જગતમાં હતા ત્યારે તેમણે કહ્યું હતું કે, જો કોઇ મારી પાછળ આવે તો તેને ઘણું વેઠવું પડશે. મેં વધસ્તંભ ઉંચક્યો તેમ તેણે પણ ઉંચકવો પડશે."

ફેહમીદા બેગમ જવા સારૂ ઉઠી અને બોલી, "તમે ગમે તેમ કહો, પણ મેં તમને કહ્યું તે સાચુંજ કહ્યું છે. તમે જોજો કે તમે જે પળે ઇસ્લામ તરફ ફરશો તેજ પળે મલિકા તમને જડશે. પણ જો આપણા સાચા દીનને તમો બેવફા થશો તો તમો તેને ફરી જોવા પામશો નહિ." અમીરઅલી કંઇ કહેવા જતો હતો એટલામાં તો તેની ભાભીએ પડદો ઉંચક્યો અને ઓરડામાંથી બહાર ચાલી ગઇ.

ફેહમીદા મુલાકાતે આવી અને આવી રીતે બોલી એકાએક જતી રહી એમાં શો ભેદ હશે, એવો વિચાર અમીરઅલી કરતો હતો એટલામાં પડદો ઉંચકાયો અને એક વૃદ્ધ દાસી માંહે આવી.

આ વૃદ્ધ દાસીનું નામ નાદરીખાનમ હતું. તે પણ પોતાની માની પેઠે આ ઘરમાં ઉંમરભર દાસી થઇને રહી હતી. માના પોતાના પુત્રને ચાહે એટલો પ્યાર તેણી અમીરઅલી પર રાખતી હતી, અને મલિકા તો જાણે તેની આંખની કીકી સમાન હતી. મલિકા ગુમ થઇ ત્યારથી એ ડોસી તો રડયાજ કરતી હતી. તે અમીરઅલી પાસે બેઠી અને ધીમે સ્વરે બોલી, "બેટા, મલિકા ક્યાં છે તે ફેહમીદા બેગમ નક્કી જાણે છે."

તેનું આવું બોલવું સાંભળીને અમીરઅલી ચોંકયો. તે મનમાં કહેવા લાગ્યો, "એવો ખ્યાલ મેં મારા મનમાં આવવા દીધો હતો માટે હું હમણાંજ પોતાને દોષ દેતો હતો, અને વળી આ ડોસી શું કહે છે?"

તેણે કશો ઉત્તર દીધો નહિ તેથી નાદરીખાનમ બોલી "બેટા, વૃદ્ધ માણસની આંખ બહુ તીક્ષ્ણ હોય છે, અને હૃદયમાના પ્યારને લીધે તો તે વધારે તીક્ષ્ણ થાય છે મે જોયુ છે કે, તમે એક કિતાબ જે આપણા લોકો બહુ વાચતા નથી, તે રોજ બહુ ધ્યાનથી વાચતા હતા વળી મલિકા શાળામાં જે શીખતી તે બધુ તમને કહેતી મે તેણીને ઘણી વાર સાંભળી છે પણ હુ મનમા કહેતી હતી કે, છો વાચે, ફીકર નહિ, એ કઇ મોટી વાત નથી ફેહમીદા બેગમ અહિં હતી ત્યારે હુ પણ પાસેજ હતી, અને હુ તેનુ બોલવુ સાભળતી હતી તમે જે વિચાર કરતા હતા તે વિષે તમે બેરિસ્ટર સાહેબને શા માટે કહી દીધુ? મનમાં કરેલા વિચાર મનમાજ નહિ રાખીએ? એમાં બધી દુનિયાને જાણ પાડવાની શી જરૂર?

અમીરઅલી ગુસ્સામાં બોલી ઉઠયો, "પણ નાઝીરહુસેન મારો ભાઇ છે અને મારા સબંધની આવી અગત્યની વાત તેને ના કહુ તો હુ બીજા કોને કહુ?"

નાદરીખાનમ બોલી, "ના, બેટા, બેરિસ્ટર અને તેની વહુ ઘણાં ડાહ્યાં અને ચતુર છે, એ લોકો કઇ આપણા જેવા ભોળાં અને અજ્ઞાન નથી તમારા મનના વિચારો તમારે તેની આગળ કહેવા જોઇતા નહોતા '

અમીરઅલી પુછવા લાગ્યો, "પણ મલિકા કયા છે એ એમને ખબર છે એવુ તને શા ઉપરથી લાગે છે?"

નાદરીખાનમે કહ્યુ, 'મલિકાના ગુમ થયા અગાઉ ફેહમીદા બેગમ જતી રહી હતી, અને હવે તે પાછી આવી, અને આવીને મલિકાને સારૂ વિલાપ કરવા લાગી, કેટલાક માણસ એવા હોય છે કે તેમને સહેલાઇથી ઝટ રડવુ આવી જાય વળી તે દીન વિષે અને ખુદાના કોપ વિષે વાતો કરવા લાગી વળી, જો તમે આ તમારા ખોટા ખ્યાલો તજી દો તો મલિકા પાછી જડશે એવુ વચન તેણે આપ્યુ તે પણ તમે સાભળ્યુ કેની? બેટા, એ બધા ખ્યાલો તજી દો, તજી દેવા એ બહેતર છે, અને મલિકા પણ પાછી તમોને મળશે, પણ એટલુ નક્કી માનજો કે એ પાછી મળશે તો

નાઝીરહુસેન અને ફેહમીદાના હાથથીજ મળશે, કેમકે એ લોકોએજ તમારે સારૂ આવી શિક્ષા ઘડી કાઢી છે"

નાદરીખાંનમ એવી ખાતરીસહિત બોલતી હતી કે, અમીરઅલીના મનમા તે વિષે કશો સંદેહ રહ્યો નહિ, વળી ઉપદેશક પણ એવુજ કહ્યુ હતુ ને તેમનો એ વિચાર બદલવા મે ઘણુએ કર્યું પણ મારૂ કઇ વળ્યુ નહિ

અમીરઅલી બોલ્યો, "ડોમીમા, તને રાજી રાખવા કે મલિકાને પાછી આણવા હુ હઝરત ઇસા પરનો મારો ઇમાન તજનાર નથી બાળાને શોધી કાઢવાનો બીજો કોઇ માર્ગ તને સુઝતો નથી?"

નાદરીખાનમે થોડી વાર વિચાર કરીને કહ્યુ, "બેટા, મને થોડા વખત આપો, અને મલિકા તમોને મળશે હવે કયી દિશામા આપણે તપાસ ચલાવવી જોઇએ તે આપણે જાણ્યુ છે માટે તેને શોધી કાઢવી તે હવે મુસ્કેલ નથી, અને પ્રીતિ શુ ન કરી શકે? બેટા, મારા પર ભરોસો રાખો બૅરીસ્ટર કે એની વહુ એ કોઇની મદદની આપણને જરૂર નથી, ખુદા આપણા આંસુ લોહી નાખશે"

અમીરઅલીએ પૂછ્યુ, "પણ બાપ જેવો બાપ થઇને હુ કઇ નહિ કરી શકુ? એની શોધ તો મારેજ કરવી જોઇએ"

"તમે તેને કયાં શોધવા જશો? તમે મહેનત કરી તો ખરી, ને તેમા કઇ વળ્યુ? જુવાનો જ્યારે નિષ્ફળ થાય ત્યારે કદાચ વરડા ફાવે હુ તમોને ખચીત કહુ છુ કે, થોડાજ દહાડામા મલિકા તમારા ખોળામા બેસશે, મને કેવળ થોડુ નાણુ આપો મારી મરજીમા આવે તેમ મને આવજા કરવા દો, અને મને કશી પુછપરછ કર્યાં કરશો નહિ"

અમીરઅલીથી વધારે કઇ કહી શકાયુ નહિ તે નાણુ લાવ્યો અને નાદરીખાનમને આપ્યુ, ને તેણીએ તે પોતાની સાડીને છેડે બાંધી દીધુ પછી તેણી ઘરના બીજા ભાગમા ગઇ અને કામે વળગી

થોડો વખત વીત્યા પછી નાદરીખાનમે પોતાની શેઠાણીને, એટલે અમીરઅલીની માને, કહ્યુ "સાહિબા, મારે જરા બજારે જવુ છે, અને મારી એક બેનપણી બિમાર છે તેને જોવા હુ જવાની છુ, માટે કદાચ વાર

પણ લાગશે માટે મહેરબાની કરીને રજા આપો" અમીરઅલીએ આ સઘળુ સાંભળી લીધુ

નાદરીખાનમને ઘેર આવતા ઘણુજ મોડુ થયુ અમીરઅલી તેને મળવા માગતો હતો, પણ તેણીએ તેને ઇસારા વડે પૂછપરછ ન કરવાનુ વચન યાદ દેવડાવ્યુ બીજે દહાડે સવારે નાદરીખાનમે બે ત્રણ દહાડાની રજા માગીને કહ્યુ કે, "જે બેનપણીને જોવા હુ કાલે ગઇ હતી તેની જીવવાની આશા નથી, અને મારી મદદની તેને ઘણી જરૂર છે"

તેને રજા આપવાની શેઠાણીની મરજી નહોતી, પણ અમીરઅલી ખરૂ કારણ સમજી ગયો હતો, તેથી તે વચમા પડયો, તેથી ડોસી થોડા પોટલા બાંધી રસ્તે પડી તે કહેતી ગઇ કે, "જેમ બને તેમ હુ વહેલી આવવાનુ કરીશ, પણ કઇ કહી શકાય નહિ, કારણ કે ખુદા તેણીનો એ દુખમાંથી છુટકો કયારે કરશે તે પર આધાર છે"

દુખિત બાપે હવે ધીરજ પકડી ફરી ચિંતામા વખત ગાળવાનો સમય આવ્યો નાદરીખાનમનો શક હતો તે વિષે અને તે શોધમા નીકળી પડી હતી તે વિષે અમીરઅલીએ ઉપદેશકને કહી જણાવ્યુ, ત્યારે તેને તો ઘણી નિરાંત વળી

ઉપદેશકે કહ્યુ, "હુ માનુ છુ કે, હવે તમને ખરો માર્ગ જડયો છે, અને થોડા દિવસમા તમારી મલિકાના સમાચાર તમને મળશે"

અમીરઅલી તો વિશેષ અજાયબ થઇને મનમા કહેતો હતો કે મારા પર આ આફત લાવનાર મારો પોતાનો ભાઇજ છે એવો શક લાવવાનુ કઇ કારણ મને જડતુ નથી, અને આ બે જણ શા માટે આટલી બધી ખાનગીથી કહે છે તે મને તો સમજાતુ નથી ખુદા કરે ને એમનુ અનુમાન ખરૂ પડે! "ઓ પ્યારા મસીહ તુ એ ડોસીને આ સાહસમા ખરે માર્ગે દોરજે, અને તેને મદદ કરજે! ને મને મારી મલિકા પાછી મેળવી આપજે"

---

## અધ્યાય ૧૯.

## દેવની પ્રીતિ

પછીના દિવસોમાં અમીરઅલી પોતાના નવા મિત્ર સાથે ઘણો વખત ગાળવા લાગ્યો. જે આત્મિક જગત વિષે અમીરઅલીને થોડોજ વખત થયાં જાણ પડી હતી તેના સૌંદર્ય તથા મહિમા વિષે તેઓ બન્ને સાથે બેસી વાતો કરતા હતા.

એમ તેઓ એક દહાડો વાતો કરતા બેઠા હતા ત્યારે અમીરઅલી બોલ્યો, "સિરદાર, ખ્રીસ્તના વધસ્તંભથી ખ્રીસ્તની પ્રીતિ પ્રગટ થાય છે તે તો હું સમજ્યો, પણ દેવની પ્રીતિનું પ્રમાણ મને શી રીતે મળે?"

ઉપદેશક આ પ્રશ્ન સાંભળી રાજી થયો, કેમકે એનો ઉત્તર આપવો સહેલ હતો. તે બોલ્યો, "સિરદાર, ખ્રીસ્તે વધસ્તંભ પર પોતાની પ્રીતિ દેખાડી તે આપણે સમજીએ અને સાબીત કરીએ ત્યારે આપણે દેવની પ્રીતિ પણ સમજી શકીએ તથા સાબીત કરી શકીએ છીએ. કેમકે લખ્યું છે કે, 'દેવ આપણા પર પોતાનો પ્રેમ આમાં પ્રગટ કરે છે કે, આપણે હજી પાપી હતા તેટલામાં ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો.' વળી આ પણ સાંભળો કે, 'જેણે પોતાનાજ દીકરાને પાછો રાખ્યો નહિ, પણ આપણ સર્વને લીધે તેને સોંપી દીધો તે આપણને તેની સાથે બધુએ કૃપાએ કેમ નહિ આપશે?'"

આ સાંભળી અમીરઅલી ઊંડા વિચારમાં પડ્યો હોય એમ બેઠો. પછી તેણે પુછ્યું, "જો હું ખ્રીસ્તની ભણી જોઉં અને સમજું કે આપણા પરની પ્રીતિને લીધે દેવ પોતાના પુત્રને કચડવા તથા મારવા રાજી હતો, તો મારે એ પણ ખાતરીથી માનવું જોઈએ કે તે મારી બેટી મલિકા પણ મને પાછી મેળવી આપશે એવો તમે કહેલા વચનોનો અર્થ થઈ શકે?"

ઉપદેશક બોલ્યા, "એનો અર્થ એવો થાય છે કે, ખ્રીસ્તના વધસ્તંભ ભણી આપણે જોઈએ, અને દેવ પોતાના પ્રિય પુત્રને બચાવી શક્યો હોત, પણ આપણે લીધે તથા આપણા ઉદ્ધારને સારૂ તેણે તેમ

કરવા ચાહતુ નહિ, એવુ સમજીએ ત્યારે આપણે શીખી શકીએ છીએ કે આપણને સમેટવા સારૂ તેને કેવો મોટો દામ દેવો પડયો છે! કેવળ પ્રીતિ બીજાને સારૂ સહન કરના નાજી હોય છે, માટે દેવની અમાપ્ય પ્રીતિએ યોજના શોધી કાઢી અને તેથી પોતે સહન કર્યું અને આપણને ઉદ્ધાર મળ્યો "

અમીરઅલી આશ્ચર્યથી સાંભળ્યાજ કરતો હતો તે મનમા કહેવા લાગ્યો, 'દેવ સહન કરે એવુ તે બની શકે? દેવ પ્રીતિ કરે છે એવુ મે અગાઉ કદી સાંભળ્યુ નહોતુ, અને થોડાજ વખતથી હુ એવુ શીખ્યો છુ પણ દેવ સહન કરે એ તો સમજવુ મને ઘણુ મુસ્કેલ લાગે છે '

અમીરઅલીના મનમા આવા વિચારો થાય છે એવી અટકળ ઉપદેશકે કરી અને તેથી પૂછયુ, "દેવ સહન કરે એવુ મે તમને કહ્યુ તેથી તમે અજાયબ થાઓ છો? પણ જરા વિચાર કરો તો જણાશે કે એ વાજબી છે "

"ધારવા કરતા વધારે પ્રીતિ તમો મલિકા ઉપર રાખો છો એવુ તમને આ અઠવાડીઆમા લાગ્યુ નહિ શુ? પણ જો મલિકા ગુમ થઇ જાય ને તમને કઇ દુખ નહિ લાગે તમને કઇ ફીકર નહિ થાય, તો તમો તેના પર પ્રીતિ રાખતા નથી એવુ એથી સાબીત થાય તો મહાન ઇશ્વર, આપણો આકાશી પિતા, જે પોતાના છોકરા પર અનહદ પ્રીતિ રાખે છે તે તેમને પોતા પાસેથી ભટકી જતા, અને જે પાપ ઉપર પોતે કંટાળો રાખે છે તે પાપમાં તેમને તણાતા જતા જોઇ રહે, તેથી તેને દુખ ન લાગે એવુ તે કઇ બની શકે? આ બે વાતમાથી એક ખરી હોવી જોઇએ કે કાતો તે પ્રીતિ રાખતો નથી, યાતો પ્રીતિને લીધે તે વેદના વિના રહે નહિ "

અમીરઅલી કહે "તો હઝરત ઇસા પર દેવ સૌથી વત્તી પ્રીતિ રાખતો હતો માટે મસીહે દુખ વેઠયુ ત્યારે દેવને પણ વિશેષ દુખ થયુ હોવુ જોઇએ "

ઉપદેશક ગભીરતાથી બોલ્યો, "બિરાદર, આપણે હવે એવી બાબત વિષે વાત કરીએ છીએ કે જે આપણી સમજની બહાર છે જ્યારે આપણે દેવના મહાત્મ્ય કે પરાક્રમ કે પવિત્રાઇ વિષે વિચારીએ કે બોલીએ ત્યારે આપણે એવી બાબત વિષે બોલીએ છીએ કે જે માનવી

સમજશક્તિની બહાર છે, તેમજ આપણે જ્યારે દેવની પ્રીતિ વિષે બોલીએ ત્યારે આપણી માનવી અધુરી પ્રીતિના પ્રમાણમા બોલીએ છીએ, અને આપણી પ્રીતિ તો સૂર્ય આગળ દીવા જેવી છે તો પણ એ માનવી અધુરી પ્રીતિ વડેજ તે મહાન પ્રીતિનો કઇક ખ્યાલ આપણને આવી શકે, માટે હુ તમોને કહુ છુ કે, જરા વાર વિચાર કરો કે ગયા થોડા દિવસમા તમને જે સતાપ થયો હતો તે કોને લીધે? તમારે પોતાને લીધે કે મલિકાને લીધે? જો તમને કોઇ ખાતરીથી કહે કે મલિકા સલામત છે તો તમારા મન પરનો બોજ ઓછો ન થાય શુ?"

આપણને પોતાને દુ ખ થાય તો સહન કરવુ ઘણીવાર સહેલ લાગે છે, પણ આપણુ કોઇ વહાલુ બહુ દુ ખ પામે છે એવુ આપણે સાભળીએ ત્યારે આપણને વિશેષ દુ ખ લાગે છે જરા વિચાર કરો કે એજ પ્રમાણે જ્યારે પોતાના વ્હાલા દીકરાને વધસ્તભ પર મરણની વેદના વેઠતો દીઠો અને તેને છોડાવવા સારૂ કઇ કર્યું નહિ ત્યારે દેવબાપને કેટલુ બધુ દુ ખ લાગ્યુ હશે! તેણે તેને કેવળ દુ ખ વેઠતો જોયો એમ નહિ પણ માનવના પાપોના બોજને લીધે થએલી લજ્જા તથા વેદના તે વેઠતો હતો તે તેણે જોયુ "દેવે જગતપર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકી જનિત દીકરો આપ્યો" ખ્રીસ્તના વધસ્તભને જોઈએ ત્યારેજ આપણે દેવની પ્રીતિનુ માપ થોડુઘણુ સમજી શકીએ, અને ત્યારેજ આપણને જણાય કે તે પ્રીતિ તો અમાપ્ય પ્રીતિ છે આપણે તો એ જોઇને દિઙમૂઢ બની જઇએ, અજાયબીમા ગરક થઇ જઇએ અને પૂજ્યભાવે જોઇજ રહીએ, પરતુ, "બિરાદર, હજુએ એમાં એક ઉડો મર્મ છે, કેમકે કહ્યુ છે કે, "દેવ ખ્રીસ્તમાં (રહીને) પોતાની સાથે જગતનો મિલાપ કરાવે છે"

અહિં અમીરઅલી વચમા બોલ્યો "દેવે આપણને ખ્રીસ્ત આપ્યો માટે તે આપણને સઘળાં વાનાં પણ આપશે તેનો શો અર્થ છે?"

ઉપદેશક બોલ્યો, "હા, હુ તમને ફરી કહી સભળાવુ 'જેણે પોતાનાજ દીકરાને પાછો રાખ્યો નહિ, પણ આપણ સર્વને લીધે તેને સોંપી દીધો, તે આપણને તેની સાથે બધુએ કૃપાએ કેમ નહિ આપશે?"

અમીરઅલીએ કહ્યુ "દેવે મોટામા મોટુ દાન એટલે ખ્રીસ્ત આપણને આપ્યો છે માટે એથી નાનુ દાન તે આપણાથી પાછુ રાખશે નહિ એવુ એથી સમજાયને? ત્યારે મારે એ પણ ખાતરીથી માનવુ જોઇએ કે તે મારી દીકરી પણ મને પાછી આપશે"

"હા, મિરાન્ડર, જો તમારામાં એટલુ માનવાનો વિશ્વાસ હોય કે દેવ એ મોટુ કામ તમારે માટે કરશે, તો ખચીત તે તમને નિરાશ નહિ કરશે, કેમકે લખ્યુ છે કે, 'તેના વિષે આપણી જે નિર્ભયતા તે એ છે કે, જો આપણે તેની ઇચ્છા પ્રમાણે કઇ માગીએ તો તે આપણુ સાંભળે છે આપણે દેવ પાસે માગીએ અને વિશ્વાસ રાખીએ તો તે આપણને ખચીત આપશે, કેમકે આપના વિષે દેવનુ માપ તે તેની પ્રીતિ છે, અને તેની પ્રીતિનુ માપ તે આપણા ખુદાવદ ઇસા મસીહનો વધસ્તભ છે"

અમીરઅલી તે રાત્રે હર્ષિત હૃદયે ઘેર પાછો ફર્યા, કેમકે તેને દેવની પ્રીતિનુ દર્શન થયુ હતુ



## અધ્યાય ૨૦.

## હૈદરીખાનમ

નાદરીખાનમની એક સખી નાઝીરહુસેનના ઘરમા દાસી હતી. મલિકાના ગુમ થવામા ફેહમીદા બેગમનો હાથ છે એવો ખ્યાલ તેને પ્રથમ આવ્યો ત્યારથી હૈદરીખાનમની મારફતે મલિકાનો પત્તો મેળવવાની આશા નાદરીખાનમ રાખતી હતી. એરિંગ્ટનના ઘરનાની નજરે પડવુ એ ડહાપણભરેલુ નથી એવુ તે જાણતી હતી, અને તેણી હૈદરીખાનમને મળવા બીજી કોઇ જગ્યા તે શોધવા લાગી.

તે જાણતી હતી કે હૈદરીખાનમ બજારમા ઘણી વાર આવતી, તેથી તે પણ લાગ જોઇને પોતાની સખીને મળવા બજારમાજ ગઇ. રસ્તામા ચાલતી હતી તેવામા તેણે હૈદરીખાનમને પોતાની ભણી આવતી જોઇ. એક બીજાની ખબરઅંતર પૂછ્યા પછી નાદરીખાનમ બોલી "આપણે ઘણે લાંબે વખતે મળ્યા. મને તો ચાલવાથી થાક પણ લાગ્યો છે, માટે ચાલ, આપણે જરા આ પગથીઆ પર બેસી સુખદુઃખની વાતો કરીએ."

હૈદરીખાનમ પણ એવુજ માગતી હતી તેથી તે પણ બેસી ગઇ, અને બન્ને જણ વાતમા પડયા.

પોતે જે વાત હૈદરીખાનમ પાસેથી કઢાવવા માગતી હતી તે કઢાવવામા તેણે ખુબ ચાલાકી વાપરી. પ્રથમ તણે એરિંગ્ટનના કુટુંબના સમાચાર પૂછ્યા અને ખાસ કરીને નાઝીરહુસેનના બન્ને દીકરા વિષે વધારે વાત કરી. થોડી વાતચિત થયા પછી હૈદરીખાનમ બોલી "થોડા દિવસ પર ફેહમીદા બેગમ બહારગામ ગઇ હતી, પણ તેના બન્ને છોકરાને તો તે ઘેર મુકી ગઇ હતી." એવો બનાવ કોઇકજ વાર બનતો અને તેથી વૃદ્ધ નાદરીખાનમ સમજી ગઇ કે એનુ કંઇ ખાસ કારણ હોવુ જોઇએ. ફેહમીદા બેગમ પોતાના બાપને ઘેર ગઇ હતી એ પણ હૈદરીખાનમને પૂછીને તેણે ખાતરી કરી લીધી.

પછી હૈદરીખાનમે વાત કહાડી મનિકાના ગુમ થવા વિષેની વધારે હકીકત સાભળવાનુ તેને બહુ મન હતુ, કારણ કે તે પણ મલિકાને બહુ ચહાતી હતી એ જાણીને પોતાનો શક કોના પર છે તે પોતાની સખીને કહી દેવાનુ નાદરીખાનમને મન થયુ

તે બોલી "આજે તારી શેઠાણી અમારે ત્યા આવી હતી અમીરઅલી સાથે તે શી વાતચિત કરે છે તે કેટલાએક ખસ કારણોને લીધે સાભળવાનુ મારૂ મન હતુ, માટે હુ પડદા પાછળજ બેઠી અને બધુ સાભળી લીધુ, મલિકા વિષે અને તેને શોધી કાઢવા શુ કરવુ એ વિષે તેમણે ઘણી વાર સુધી વાત કરી મલિકાને લીધે તેના બાપને જેટલુ દુ ખ લાગે છે તેટલુ દુ ખ તારી શેઠાણીને પણ લાગતુ હોય એવો ડોળ તેણે કર્યો તને ખબર હશે કે એ ઘણી વાર એમ કહે છે કે મલિકા મને મારા બે દીકરા જેટલી વહાલી છે, અને વળી બેત્રણ વાર તો તે એવુ પણ કહી ચૂકી છે કે મનિકા મને આપી દો, પણ અમીરઅલી પોતાની એકનીએક અને આખની કીકી સમાન વહાલી દીકરી કોઇને આપે પણ ખરા કે! વાત કરતા કરતા તારી શેઠાણી એકાએક એમ બોલી કે આપણો સાચો દીન મૂકી દઇને તમે તો મસીહી થઇ જવાના છો એવુ મે સાભળ્યુ તે વાત ખરી છે? મને લાગે છે કે તમે એવુ નહિ કરો."

"ત્યારે અમીરઅલીએ કહ્યુ કે, હા, એ વાત ખરી છે અને કોઇ પણ વાતે હુ મારુ મન ફેરવવાનો નથી એવીજ મતલબનુ કઇક કહ્યુ એટલે તારી શેઠાણી એ સાભળીને જાણે પૂરી ખાતરીથી બોલતી હોય તેમ કહેવા લાગી કે, ત્યારે તો તમને મનિકા કદી જડવાની નથી કોણ જાણે કેમ, પણ એ એવુ બોલી કે તરત જાણે મારી આખ ઉઘડી ગઇ અને પહેલા કદી આવ્યો નહોતો એવો વિચાર મને આવ્યો, અને મને સ્પષ્ટ જણાયુ કે બૅરિસ્ટર અને તેની વહુ બન્ને જણે મલિકાને લઈ જવ નો ઘાટ ઘડયો છે અમીરઅલીએ તારા શેઠને કોઇ દહાડો કહ્યુ હશે કે હુ મસીહી થવાનો છુ, તેથી એનો વિચાર પાર ન પડે માટે નાઝીરહુસૅન પોતાથી થાય તેટલુ કરે એમા શી નવાઇ! એથી એ લોકોના ખાનદાનને કેટલી નામોશી લાગે તેનો તો તુ જરા વિચાર કર મલિકાને મસીહી થતી અટકાવવા સારૂ અને આ વિચિત્ર ખ્યાલ તે તજી દે માટે અમીરઅલીને

ઓહીવડાવવા સારૂ તેમણે આ પગલુ ભર્યુ છે મને ખબર છે કે મલિકા તને પણ વહાલી છે, માટે હવે આપણે બન્ને જણે મલિકાને શોધી કાઢીને તેના બાપને પાછી સોંપવાનુ કામ કરવાનુ છે"

હવે એવુ બન્યુ કે, હૈદરીખાનમ તે દહાડે પોતાની શેઠાણી પર ગુસ્સે થઇ હતી, કારણ કે કામમાં કઇ ભૂલ કરવાને લીધે ફેહમીદા બેગમે તેને સખત ઠપકો આપ્યો હતો અને માર પણ માર્યો હતો હવે એનો બદલો લેવાનો આ સારો લાગ છે એવુ સમજી બની શકે તેટલી મદદ આપવાનુ હૈદરીખાનમે પોતાની સખીને વચન આપ્યુ

સૌથી પહેલુ કામ એ કરવાનુ હતુ કે, મલિકાને ફેહમીદાના બાપને ઘેર લઇ જવામા આવી છે કે નહિ તે શોધી કાઢવુ જો એ જાણવામાં આવે તો તેણીને પાછી આણવાના ઇલાજ કરવાનું સહેલુ પડે

મલિકા ગુમ થઇ તેજ દહાડે જો ફેહમીદા પણ ગઇ હોત તો સ્પષ્ટ માલુમ પડત કે પોતાના બાપને ત્યાં તે ગઇ હશે, પણ એવુ થયુ હતુ કે તે તો બે ત્રણ દિવસ આગળથી ત્યાં ગઇ હતી

ફેહમીદા બેગમ ઘેરથી નીકળી તે દહાડે તે કયાં ગઇ હતી તે હૈદરીખાનમે શોધી કાઢવાનુ હતુ, અને કેવળ એકજ જણ, જો ચાહે તો, તેની ખબર આપી શકે એમ હતુ, એટલે નાઝીરહુસેનનો ઘોડાવાળો હૈદરીખાનમને તો એ માણસ જોડે વાત કરવાનો કઇ પ્રસગ પડતો નહોતો, પણ હૈદરીખાનમનો છોકરો જે એજ ઘરમા નોકર હતો તેની મારફતે ઘોડાવાળા પાસેથી આ વાત કઢાવી લેવાનુ સહેલથી બની શકે એમ હતુ હૈદરીખાનમે તેને કહ્યુ, "કઇ મોટુ ઇનામ આપવામા આવશે એવુ પણ તેને કહેજે કારણ કે તુ નક્કી માનજે કે અમીરઅલી પોતાની દીકરીને પાછી મેળવવા સારૂ કઇ પણ પાછુ રાખશે નહિ"

હૈદરીખાનમ ઘેર ગઇ, તે દહાડે જાણીજોઇને પોતાની શેઠાણીની નજરે બહુ પડી નહિ, કારણ કે તે પોતે તેના પર ગુસ્સે હતી ખરૂ કારણ તો એ હતુ કે તે પોતાના દીકરા સાથે વાત કરવા માગતી હતી દીકરાને ખુશમિજાજમાં રાખવા સારૂ તેણે તે દહાડે રોજ કરતાં સારી રસોઈ કરી, અને જમતી વેળા તેની આગળ પોતાની શેઠાણીની ફરિયાદ કરવા

માડી ફેહમીદા વિરૂદ્ધ એવી એવી વાતો કરી કે છોકરાને તો એમજ લાગ્યુ કે અમારી શેઠાણી એક બહુ જુલમી અને કરડી બાઇ છે, મારી માને બહુ દુ ખ છે, અને તેથી કઇ બદલો લેવો હોય તો તેમા મદદ કરવા સારૂ તે તૈયાર થઇ ગયો

ફેહમીદા બેગમ ફલાણે દહાડે કયા ગઇ હતી તે શોધી કાઢવાથી બદલો લેવાનો હેતુ શી રીતે પાર પડે એ તો તે બરાબર સમજી શકયો નહિ, પણ તેની માએ કહ્યુ કે, એથી આપણો હેતુ પાર પડશે, તેથી તેણે પણ માની લીધુ એટલે સુધી પોતાની મતલબ પાર પડેલી જાણી હૈદરીખાનમને કઈક ચેન પડયુ, અને તેના પ્રતિની શેઠાણીએ બતાવેલી ક્રુરતાનો બદલો વાળવાનો આવો સરસ લાગ મળેલો જોઇ હરખાતી હરખાતી ઉઘી ગઇ

બીજે દહાડે સવારે હૈદરીખાનમનો દીકરો કઇ સદેશો લઇને નાઝીર-હુસૈનના ઘોડાવાળા પાસે ગયો તે વેળા ઘોડાવાળો જરા લહેરમાં હુક્કો ગગડાવતો બેઠો હતો, અને કઇ બહુ જરૂરનુ કામ તે વખતે કરવાનુ નહિ હોવાથી બેઉ જણ વાતે ચઢયા

છોકરાએ ફરી ફેહમીદા બેગમ વિષે અને પોતાની માના દુ ખ વિષે વાત કાઢી વળી ફેહમીદા બેગમ પણ પોતાની મિજાજી અને ગર્વયુક્ત રીતભાતને લીધે નોકરોની અણમાનીતી થઇ પડી હતી, તેથી ઘોડાવાળો પણ ખુશીથી એવી વાત કરવામાં સામેલ થયો બીજી હિન્દી બાનુઓ સાથે તેઓ તેની રીતભાતની સરખામણી કરવા લાગ્યા, અને તેમા ફેહમીદા બેગમ વિષે તો કઇજ સારૂ બોલાતુ નહોતુ પછી ઘોડાવાળાએ પણ પોતાની ફરિયાદ કરવા માડી કે એ ઘણી વાર લોકોને મળવા બહાર જાય છે તેથી મને પણ બહુ મહેનત પડે છે ને થાક લાગે છે એમ વાત કરતાં કરતાં અમુક દિવસે ફેહમીદા કયા ગઇ હતી તે પણ વાત થઇ ગઇ છોકરાએ જાણી લીધુ કે, તે દહાડે ફેહમીદા બેગમ શહેરમાં કોઇ સગાંને ત્યા ગઇ હતી અને વળી વધારે અગત્યની વાત એ હતી કે જે દહાડે તે ઘેરથી નીકળી હતી તે દહાડે તો તે શહેરમાં રહી હતી, પણ જ્યારે તે પાછી ઘેર આવી ત્યારે તો આગગાડીમા બેસીને આવી હતી, કારણ કે તેને લેવા સારૂ સ્ટેશન પર ઘોડાવાળાને ગાડી લઈ જવી પડી હતી

આવી સારી રીતે કામ કરી આવ્યો તેથી હૈદરીખાનમે પોતાના દીકરાને હજારોહજાર આશીર્વાદ દીધા અને કહ્યુ કે, અમીરઅલી તરફથી તને મોટુ ઈનામ પણ મળશે ઘોડાવાળાને તો ઇનામ આપવાનુ કઇ કારણ નહોતુ, કેમકે ઇનામનો હક કરી શકુ એવુ મેં કઇ કર્યું છે એવુ તે તો મુદ્દલ જાણતો નહોતો ડોસી હૈદરીખાનમ તો એની ખુશ ખુશ થઇ ગઇ કે પોતે હવે રીસાએલી છે એવુ દેખાડવાનુ ભુલી ગઇ અને એ જોઇને ફેહમીદાને પણ નવાઇ લાગી

તે દહાડે બન્ને સખીઓ ફરી બજારમાં મળી, અને હકીકત સાંભળી પોતાની સખીના કરતા નાદરીખાનમને વળી વધારે આનદ થયો, કેમકે હવે તો તેના મનમાં કઈ શક રહ્યોજ નહિ તેને ખાતરી થઇ કે મલિકા નિશાળેથી ઘેર પાછી જતી હશે, તેવામા ફેહમીદા બેગમ રસ્તામા તેને સારૂ રાહ જોઇ તાકી રહી હશે ફેહમી ા તેને પોતાના બાપને ઘેર લઇ ગઇ છે અને ત્યાજ મૂકી આવી છે, અને તેનુ હરણ કરવાની મતલબ પાર પડે નહિ ત્યા સુધી તેને પાછી ઘેર આણશે નહિ

નાદરીખાનમે મનમા કહ્યુ કે, હમણા અમીરઅલીને મળવુ નહિ, નહિ તો તે મને પૂછાપૂછ કરશે, માટે તેણે કોઇ સખીને ત્યા તે રાત ગાળી, અને બીજે દહાડે મુસાફરીએ નીકળવાની તૈયારી કરવા સારૂ સવારમાં વહેલી ઉઠી

## અધ્યાય ૨૧.

## સ્વર્ગીય મહિમાનુ ઝાખુ દર્શન

હમેશ મુજબ એક દહાડો અમીરઅલી પોતાના મિત્ર ઉપદેશકને ત્યાં મુનાકાતે ગયો ત્યારે તેણે સાભળ્યુ કે વરમા ઉપદેશકની સાસુ ઘણી બીમાર છે, અને એ મ દવાડ એવો છે કે તેના સાજા થવાની આશા નથી.

આ સમાચાર કહ્યા પછી ઉપદેશકે વળી એ પણ કહ્યું કે, "આપણા ખુ દાવદ ઇસા મસીહને જેઓ જાણતા નથી તેઓને મોત જેવુ ત્રાસજનક લાગે છે તેવુ અમ ખ્રીસ્તીઓને નથી લાગતુ એ તમે હવે જોઇ શકશો અમારે માટે મોત તે જીવનની ભાગોળ સમાન છે, કેમકે એમ લખ્યુ છે કે, "તેણે મરણને નિરર્થક કીધુ, ને સુવાર્તાથી જીવન તથા અમરપણુ પ્રકાશિત કીધુ છે"

અમીરઅલી બોલ્યો, "ખુદાવદ ઇસા મસીહે તમારે સારૂ આવા મહાન કાર્યો કર્યા છે માટે તમે તેની એટલી બધી પ્રશસા કરો એમા શી નવાઇ! પણ શુ એ ખરી વાત છે કે કોઇ મસીહી મોતની વેળાએ ખરે-ખરો આનદ કરતો હશે?"

ઉપદેશકે ઉત્તર વાળ્યો, "સિરાદર, મરનાર કેવા પ્રકારનો મસીહી છે તે પર એનો આધાર છે જો તે આપણા ખુદાવદ ઇસા મસીહને ઓળખતો હોય અને આ પૃથ્વી પર તેની સાથે ચાલ્યો હોય તો તે જ્યાં છે ત્યા જવામાં અને તેને મોઢેમોઢ જોવામા તેને આનદ કેમ ન થાય?"

"જે વહાલા પ્રભુએ તેને માટે સલીબ (વધસ્તભ) નુ દુ ખ વેઠયુ તેને મળવાના વિચારથી મારી સાસુને ઘણો આનદ થાય છે અમારા ભવિષ્ય વિષે અમને પ્રભુએ સદેહમા રહેવા દીધા નથી, કેમકે તેણે કહ્યુ છે કે, 'મારા બાપના ઘરમા રહેવાના ઠેકાણાં ઘણા છે, નહિ તો હુ તમને કહેત, હુ તો તમારે કાજે જગ્યા તૈયાર કરવા જાઉં છુ અને જો હુ જઇને તમારે કાજે જગ્યા તૈયાર કરીશ, તો પાછો આવીશ, ને તમને મારી પાસે લઇશ, એ માટે કે જ્યા હુ રહું છુ ત્યા તમે પણ રહો.'

બિરાદર, મસીહી થવુ એ આ જીંદગીમા અને આવનાર જીંદગીમા પણ મહા આનદની વાત છે, એ મારુ કહેવુ સત્ય માનજો"

કુરાને શરીફ એજ ખુદાનો કલામ છે એવી માન્યતામા અમીરઅલી કેળવાયો હતો કુરાનનુ શિક્ષણ ભવિષ્યના જીવનના વિષય પર આના કરતા કેના જુદાજ પ્રકારનુ હતુ તે વિષે અમીરઅલી વિચાર કરવા લાગ્યો અને તેના મિત્રના આનદદાયક શબ્દોથી તેને આશ્ચર્ય લાગ્યુ, તથાપિ તેના પોતાના હૃદયમા એ શબ્દોની ઘણી અસર થઇ હતી

પછી ઉપદેશક બોલ્યો, "હમણા તો હુ તમને તેડી જઇ શકતો નથી, કેમકે મારી સાસુ ઉંઘી ગએલા છે પણ જો તમે સાજે આવો તો મને ખાતરી છે કે તે તમને જોઇને બહુ રાજી થશે, અને જેણે ઘણા વરસ સુધી આપણા ખુદાવદને જાણ્યો છે એવી માઇના મ્હોથી તેની કૃપા તથા તેના પ્રેમ વિષે તમે સાભળશો અમીરઅલી સાજે મળવા આવવાનુ વચન આપીને ઘેર ગયો

અમીરઅલી અહી આવ્યો હતો અને તમ પોતે પણ તેને સાજે મળી શકશો એવુ તે મરનાર બાઇને કહેવામા આવ્યુ ત્યારે તે ઘણી ખુશી થઇ અમીરઅલી દેવના રાજ્યમા મેળવાય એવી પ્રાર્થના તેણીએ કરી હતી ને તેની પ્રાર્થના સફળ થઇ હતી, અને તેનુ કલ્યાણ થાય એવી તેની ઇચ્છા હતી અને હવે, જે કૃપા તથા પ્રીતિનો અનુભવ તેણે ઘણાં વર્ષો સુધી કર્યો હતો તેના વિષે અમીરઅલી આગળ સાક્ષી પૂરવાનો વખત મળશે તેથી તેને આનદ થયો

સાજ પડવા આવી ત્યારે અમીરઅલી એ બાઇની મુલાકાતે જવાના વિચારથી શરમાવા લાગ્યો પોતાના કુટુબની સ્ત્રીઓ શિવાય બીજી કોઇ સ્ત્રી સાથે તેને પરિચય નહોતો, અને હજી સુધી કોઇ મસીહી બાનુના સમાગમમા તે આવ્યો નહોતો પણ તેણે પોતાના દોસ્તને વચન આપ્યુ હતુ તેથી તેણે જવાનુ નક્કી કર્યુ

ઉપદેશક પણ અમીરઅલીની રાહ જોતો બેઠો હતો, તેના આવતાજ તે તેને વાચનગૃહની પાસેના ઓરડામા લઇ ગયો આવો ઓરડો તેણે અગાઉ કદિ જોયો નહોતો તે નાનો અને સાદો હતો, તોપણ તેણે નહિ અનુભવેલાં એવી સગવડ તથા સુખ તેમાં હતાં.

આમતેમ પડેલી ચોપડીઓ અને બુક-કેશમા ગોઠવેનાં પુસ્તકો ઉપરથી જણાતુ હતુ કે ઘરના માણસોને સારાં સારાં પુસ્તકો વાચવાનો શોખ હતો વળી દિવાલો પર ટાગેલા જુદા જુદા વાકયો જે ગુરૂની સેવા અને જે ઇશ્વરની ભક્તિ તેઓ કરતા હતા તેનુ ભાન કરાવતા હતા

ઓરડાના એક ખુણામા પથારી પર એક વૃદ્ધ સ્ત્રી સુતેલી હતી અને જોકે એ ખુલ્લુ દેખાઇ આવતુ હતુ કે ગભીર રોગથી તે મોતને બારણે જઇ પહોચી હતી તોપણ તેના મુખ પર સપૂર્ણ શાતિ અને બીજી દુનિયાના મહિમાનો પ્રકાશ દેખાતો હતો

અમીરઅલીએ જોયુ કે તરત વધસ્તભનુ જે દર્શન તેને અગાઉ થયુ હતુ તે તેને યાદ આવ્યુ, અને વધસ્તભ પર જે પ્રકાશ ચમકતો હતો તેનુ એક કિરણ એ મરવા પડેલી બાઇના મુખ પર ચમકતુ હોય એમ દેખાયુ. તેણીએ મ્હો મલકાવીને અમીરઅલીને આવકાર દીધો અને પોતાની પાસેજ પડેલી એક ખુરશી પર બેસવાનુ કહ્યુ બીજી એક જુવાન બાઇ પણ ઓરડામા હતી તેણીએ પણ ખુશીથી તેને આવકાર આપ્યો અમીર-અલીએ ધાર્યું કે એ બાઇ ઉપદેશકની પત્ની હશે

બિમાર બાઇએ મેજ પર પડલા બાઇબલમાથી પોતે પસદ કરેલી વાત વાચવા પોતાના જમાઇને કહ્યુ ત્યારે સર્વને જાણીતા તથા પ્રિય વચનો ઉપદેશક વાચવા લાગ્યો

"યહોવાહ મારો પાળક છે મને કશી ખોટ પડશે નહિ,
તે લીલાં બીડમા મને સુવાડે છે
તે શાંત પાણીની પાસે મને દોરી જાય છે,
તે મારા આત્માને તાજો કરે છે
પોતાના નામની ખાતર તે મને ન્યાયીપણાને માર્ગે ચલાવે છે
હા, જોકે મરણની છાયાની ખીણમા હુ ચાલુ તોએ હુ કઇ પણ
ભુડાઇથી બીહીશ નહિ, કેમકે તુ મારી સાથે છે
તારી લાકડી તથા તારી છડી મને દિલાસો દે છે"

અહિં વાચતાં અટકાવીને ઉપદેશકની સાસુએ અમીરઅલી તરફ ફરીને કહ્યુ, 'બેટા, ઉત્તમ ઘેટાપાળકની પાછળ ચાલવાનુ તમે તો હમ-

આજ શરૂ કર્યું છે, અને હુ તો હવે મારી મુસાફરીને અંતે આવી પહોચ્યો છુ, અને જેઓનો ઘેટાપાળક યહોવાહ છે તેઓને કશી ખોટ પડતી નથી એ કેવી સત્ય વાત છે તે હુ તમને કહેવા માગુ છુ માત્ર તમે પોતાને તેના હાથમાં સોપી દો, અને તે તમને લીલા બીડમા અને શાત પાણીની પાસે દોરી જશે જ્યારે આપણે પોતાને માર્ગે ચાલ્યા જઇએ છીએ ત્યારે આપણે ભટકી જઇએ અને ખાડાટેકરાવાળા માર્ગમા ભુલા પડીએ એ સ્વાભાવિક છે જો કે તે આપણને મરણની છાયાની ખીણમા થઇને લઇ જાય તો પણ આપણે કહી શકીશુ કે, ‘હુ કઇ પણ ભુ ડાઇથી બીહીશ નહિ,’ કેમકે જો તે આપણી નજીક હોય તો ભુ ડાઇ આપણને કઇ કરી શકે નહિ બેટા, હવે તમે આગળ વાચો ”

ઉપદેશક વાંચવા લાગ્યો,

“મારા શત્રુઓની આગળ તુ મારે વાસ્તે ભાણુ તૈયાર કરે છે,

તેં મારા માથા પર તેલ ચોળ્યુ છે, મારો વાટકો ઉભરાઇ જાય છે,

નિશ્ચે મારી જીદગીના સર્વ દિવસોમા ભલાઇ તથા દયા મારી સાથે આવશે,

ને હુ સદાકાળ સુધી યહોવાહના ઘરમા રહીશ ”

થોડી વાર સુધી ઓરડામાં બધા ચૂપ બેસી રહ્યા પછી તે બાઇ બોલી “યહોવાહના ઘરમા સદાકાળ રહેવુ એમા કેટલો બધો મહિમા હશે! આપણા બાપના ઘરમાં રહેવાના ઘણા ઠેકાણાં જેમા આપણા પ્રભુએ પોતે આપણે સારૂ જગ્યા તૈયાર કરી છે તેમા રહેવાના મહિમા વિષેનો ખ્યાલ તો કરો બેટા, આપણા પ્રભુએ આપણે સારૂ શુ શુ કર્યું છે તે તમે તો હમણાજ શીખવાનુ શરૂ કર્યું છે તમે તેના વધસ્તંભ પાસે આવ્યા છો, અને તમને શાંતી તથા શાતિ મળી છે, પણ વધસ્તંભનો પુરેપુરો અર્થ તથા તેનાથી આપણને જે બધુ મળે છે તે વિષે શીખવામા પૃથ્વી પરની તમારી આખી જીદગી જશે અને વળી આકાશમાં સદાકાળ સુધી પણ તમે તે વિષે શીખ્યા કરશો ”

અમીરઅલીએ ધીમે અવાજે ઉમેર્યું, “હા, ને વળી તેને વાસ્તે આપણા ખુદાવદને કેટલુ બધુ વેઠવુ પડ્યુ છે તે પણ!”

બિમાર બાઇના મ્હો પરથી જણાયુ કે તેને થાક લાગતો હતો એ જોઇને તેની દીકરીએ પુછ્યુ, "મા અમે કઇ ગાઇએ?"

ગીત સાભળીને અમીરઅલી ચમક્યો, કારણકે મૅજીક લૅન્ટર્ન સ થેના ભાષણ વખતે જે ગીત પડદા પર બતાવવામાં આવ્યુ હતુ તે એ ગીત હતુ —

**सलीब पर जब मै करु ध्यान,**
**शाह जिस पर मुआ झु'ल जलाल**
**तो नफा गिनता हु नुकसान,**
**और फखर की न है मजाल**

ગીતમાના શબ્દો સાભળતાં તેના હૃદયે ઉમગકાથી ઉત્તર આપ્યો, એ અદ્ભુત વધસ્તભમાંજ હુ અભિમાન કરીશ તે પર મરનાર **झु'ल जलाल शाह** (મહિમાવાન પ્રભુ) તે મારો સ્વામી તથા ગુરૂ થશે, અને તેને ખાતર મોટામા મોટો લાભ તે તોટો ગણીશ"

ગીત પુરૂ થતાં મરનાર બાઇના મુખ પર વધારે પ્રકાશ ચમકવા લાગ્યો, અને તે ધીમે સાદે બોલી, "વધસ્તભ તો તેનો હતો, પણ આપણને તો તાજ મળશે લાજ અને મોત તેને મળ્યા, પણ અનત-જીવન અને સર્વકાળનો મહિમા આપણને મળશે, આપણો સ્વામી મસીહ કેવો અદ્ભુત ત્રાતા છે!"

ઉપદેશકની પત્નીએ તેને કઇ ઇસારત કરી તેથી તે અમીરઅલીને ઓરડાની બહાર લઇ જવા ઉઠ્યો બહાર જતા અમીરઅલીને લાગ્યુ કે, એ દેખાવથી કદી ન વિસરાય એવી છાપ તેના મન પર પડી હતી ખ્રીસ્તી થવુ એટલે શુ તે વિષે તે અગાઉ જાણતો હતો તે કરતા વધારે આ ટુકી મુલાકાત દરમ્યાન તે શીખી ગયો તે વેળાના અનુભવ પરથી તેને લાગ્યુ કે, મારા પર ગમે તે સકટ આવે તોએ તે સહન કરવા હું બળવાન થઇશ. જે મહાન લાભ તેને થયો હતો તેની સાથે સરખાવી શકાય તેવુ નુકસાન તેને થાય એવુ ન હતુ"

## અધ્યાય ૨૨.

## મલિકાનો પત્તો મળ્યો

બીજે દહાડે સવારે અમીરઅલી વાચતો બેઠો હતો તેવામા એક માણસ દરવાજા આગળ આવી ઉભો રહ્યો, અને પૂછ્યુ, 'અમીરઅલી અહી રહે છે કે?' અમીરઅલીએ હા કહી બહાર આવીને જોયુ તો પેલા માણસના હાથમા તારનુ એક પરબીડિયુ દીઠુ

અમીરઅલી પર તાર તો ભાગ્યેજ આવતો, અને તાર જોઇને એકદમ તેના મનમા મલિકાનો વિચાર આવ્યો તેણે પાવતી પર સહી કરી તાર લાવનારને વિદાય કર્યો કે તરત પરબીડિયુ ફોડી વાંચવા માડ્યુ માહે બીડેલા કાગળ પર કેવળ 'come' ( અહી આવો ) શબ્દ લખેલા હતા મોકલનારનુ નામ તપાસતા તે નાદરીખાનમનુ જણાયુ વળી ગામનુ નામ પણ ફેહમીદાના પીઅરનુ હતુ હવે તે સઘળુ સ્પષ્ટ સમજી ગયો કે મલિકાને તેની કાકી ઉપાડી લઇ ગઇ હતી, અને તેને પોતાને પીઅર મેલી આવી છે નાદરીખાનમને મલિકાનો પત્તો ત્યા મળ્યો છે, અને મારા હવાલામા લેવા સારૂ તે મારી મદદ માગે છે

સ્ટેશન તો પાસેજ હતુ તેથી તે તરત ઉપડ્યો, પણ ત્યા પહોચતા જણાયુ કે, ટ્રેનને આવવાને ચારપાચ કલાકની વાર છે જો કે મલિકા પાસે પહોચવા તે અધીરો થઇ રહ્યો હતો તો પણ ઘણી વાર હોવાને લીધે તે કઇ ઉદાસ થયો નહિ, પણ ઉપડવા પહેલા પોતાના મિત્ર ઉપદેશકની સલાહ લેવાની તક મળી તે જાણી ઉલટો રાજી થયો

ઉપદેશકે તેને એવી સલાહ આપી કે, "તમે બાળાને પાછી ઘેર લાવતા ના, પણ તેને લઇને કોઇ બીજી જગાએ જજો, અને તમો બન્ને જણ બાપ્તિસ્મા લો ત્યા સુધી તો ત્યાજ રહેજો વળી તમો બન્ને જણ સલામતીથી સતાઇ રહી શકો માટે હુ બદોબસ્ત કરુ છુ જો તમે અણધાર્યા જાઓ તો પણ તમારો અંગીકાર કરે એવો મારો એક મિત્ર છે, અને તેના પર આધાર રાખી શકાય એવી પૂરી ખાતરી મને છે, માટે

જે મદદની તમને જરૂર છે તે મેળવવા સારૂ હુ તમને તેના પર એક ચિઠ્ઠી લખી આપુ છુ, તે તેને આપજો " અમીરઅલી ઉપદેશકે આપેલો કાગળ ખીસામા મૂકી તેની રજા લઇ નીકળી પડયો

તે મનમાં કહેવા લાગ્યો કે, "તે શહેરમા પહોચ્યા પછી મારે શુ કરવુ ? શી હકીકત બની છે તે જાણ્યા વિના સીધા તે ઘેર જવામા ડહાપણ નથી "

પરતુ તે સ્ટેશને ટ્રેન ઉભી રહી અને અમીરઅલી ગાડીથી ઉતર્યો કે તરત એક બુરખાવાળી બાઇ તેની નજીક આવી ઉભી રહી અને તેના સાદથી અમીરઅલીએ નાદરીખાનમને ઓળખી કાઢી, આથી તેની ફિકર દૂર થઇ તેણે અમીરઅલીને બાજુ પર લઇ જઇને કહ્યુ કે, "કઇ ચીજ વેચવાનુ બ્હાનુ કરી બુરખો પહેરી હુ આજ ઘરમા પ્રવેશ પામી શકી, અને મે ત્યા મલિકાને જોઇ હુ ત્યા રહી તેટલા વખતમા છોકરા વચ્ચે કઇ કજીયો થયો હતો અને મલિકા ઘણુજ રડતી હતી અને ડસકા ખાતી બોલી, 'મને મારા પિતાજી પાસે પાછી લઇ જાઓ હુ તેની છુ, તમારી નથી તમે મને તેની પાસેથી કેમ ચોરી લાવ્યા ?' મે તો કઇજ કહ્યુ નથી હુ કોણ છુ તેની તેમને જાણ પાડયા વિના હુ તો આવતી રહી પછી તમે તેના બાપને તેને લઇ જવાનો મારા કરતા વધારે હક છે એવુ મને લાગ્યુ તેથી મે તમને તેડાવવાનો વિચાર કર્યો, અને તારખાતામાના એક માણસની મદદથી તમારા પર તાર મોકલી શકી, પણ હવે શુ કરવુ તે સવાલ રહ્યો છે "

ઘણો વિચાર કર્યા પછી તેઓએ છેવટે નક્કી કર્યું નાદરીખાનમ બોલી, "આપણે એક ગાડી ભાડે કરીએ ને ત્યા સુધી બેસીને જઇએ પછી તમે બહાર ઉભા રહેજો અને હુ એકલી ઘરમા જઇ બની શકે તો મલિકાને કહીશ કે તારા પિતાજી આવ્યા છે, અને બહાર ઉભા રહી તારી રાહ જુએ છે બીજુ કઇ કહેવાની જરૂર નથી, અને જો એમ ન બની શકે તો થોડી વાર થોભ્યા પછી તમારે હિમ્મતથી ઘરમા આવવુ અને કહેવુ કે, મારી દીકરીને મારે હવાલે કરો "

ચોકમા જવાનો દરવાજો ખુલ્લો જોઇ તેઓ ખુશી થયા, અને "અદર આવુ ?" એમ કહી નાદરીખાનમ તો અદર ચાલી ગઇ તેણીને

માહે આવતાં કોઇએ જોઇ નહિ તેથી મલિકાને શોધવા સારૂ તે આમતેમ નજર નાખી શકી પહેલાં તો તે ક્યાયે દેખાઇ નહિ, પણ થોડી વારમા નાદરીખાનમે તેને ચોકને બીજે છેડે પલગ પર ઉંઘી ગએલી જોઇ

તે મનમા કહેવા લાગી કે, એટલે દૂર જઇશ એટલામા તો મને કોઇ ને કોઇ જોઇ લેશે, અને જે છોડી સાથે મારે કઇ લેવાદેવા નથી તેને ઉંઘમાંથી ઉઠાડવાનુ કારણ મને પુછશે તો હુ શુ બ્હાનુ કાઢીશ ? મલિકા પોતે ઉઠે અથવા કોઈ તેને ઉઠાડે ત્યાં સુધી કદાચ મારે રાહ જોવી પડશે એવા વિચાર તેના મનમા આવ્યા તો પણ કોઇને શક નહિ આવે એટલે પાસે જઇને તેણે પુછ્યુ, 'કોઈ છે કે ?' દૂર કોઇના સાદ તેણે સાભળ્યા ખરા, પણ કોઇને તેના વિષે ખબર પડી નહિ હવે તેણે ઉંઘતી બાળા પાસે જવાની વધારે હિમ્મત ધરી, અને અજાણે થયુ હોય તેમ મલિકાના પલગ સાથે ઢોંગ કરીને તે અથડાઇ પડી મલિકાએ પાસુ ફેરવ્યુ, પણ આંખ ઉઘાડી નહિ

નાદરીખાનમે મલિકાનુ લાડકુ નામ લઇ તેને ધીમેથી બોલાવી મલિકાએ આખ ઉઘાડી પણ તે બરાબર જાગતી નહોતી તે મનમા કહેવા લાગી કે 'મને સ્વપ્ન આવે છે કે શુ ? કે હુ પાછી મારા પિતાજીના ઘરમાં આવી પહોંચી છુ ?' કારણ કે ત્યાં આવી ત્યારથી એ લાડકુ નામ તેણે સાભળ્યુ નહોતુ, અને તેને જગાડનારના સાદ જેવો કોઇ સાદ પણ તેણે એ નવા ઘરમા સાંભળ્યો નહોતો

નાદરીખાનમે તેને ચૂપ રહેવા ઇશારત કરી કહ્યુ, 'બેટા, વહેલી ઉઠ, તારા પિતાજી દરવાજા આગળ તને બોલાવે છે' એટલુજ કહેવુ બસ હતુ મલિકા હવે બરાબર જાગ્રત થઇ ગઇ લુગડાં ઠીકઠાક કરી લઇ, માથા પર બુરખો નાખી લઇ જોડીઓ પહેરવાનુ પડતુ મૂકી તે પલગ પરથી નીચે ઉતરી પડી

નાદરીખાનમ ત્યાથી ઝટ ખસી ગઇ અને ઘરની એક દાસી નજરે પડી તેના તરફ ઉતાવળથી જવા લાગી, પણ તે વેળા તેનુ ચિત્ત તો કેવળ મલિકામાજ હતુ મલિકા ચોકની પેલી ગમ પહોચી જાય, અને પરશાળ ઓળગી દરવાજા આગળ પહોંચીને કે તેના બાપની ગોદમા બેસી જાય એટલીજ વાર હતી એટલામાં એક સ્ત્રીએ સામી બાજુએથી

આવી તેને અટકાવી અને તેના ખભે હાથ મૂકીને કહ્યુ, "છોડી, તુ દોડતી દોડતી કયાં જાય છે? તારી જોડીઓ કયા છે? તને સ્વપ્ન આવે છે કે શુ?"

મલિકા ચાલાક છોડી હતી બુરખાવાળી સ્ત્રી કયાં છે તે જોવા તેણે નજર ફેરવી નાદરીખાનમ તો તેના ભણીજ આવતી હતી. એકાએક કઇ શોરબકોર થયો, દરવાજા આગળ કોઇ પુરુષનો અવાજ સભળાયો, શુ થાય છે તેની કોઇને સૂઝ પડી નહિ અને જે બે સ્ત્રીઓ પ્રથમ દેખાઇ હતી તેમની સાથે બીજી સ્ત્રીઓ આવી પહોચે એટલામા તો તેઓ શુ જુએ છે કે મલિકા અને તેની પાસે ઉભેલી પેલી અજાણી બાઇ બન્ને જતા રહ્યા છે, અને કયાએ તેમનો પત્તો નથી બહાર ગાડીનાં પૈડાંનો અવાજ સભળાયો, ત્યારે તેઓ સમજ્યા કે જે પરાઇ છોડીને તેમની પાસે રહેવા આણી હતી તેને કોઇ લઇ ગયુ છે ઝટ ઝટ ઘરનાં બધાં માણસોને ઉઠાડીને ખબર આપી દેવામા આવી જેમના હાથમાં છોડીને સોપવામાં આવી હતી તેમણે નોકરો પર ગુસ્સો ઉતારવા માડયો, પણ હવે કોઇને દોષ દેવાથી અને ઠપકો આપવાથી શુ વળે? બાળા તો જતી રહી હતી અને તે પણ વળી એટલે દૂર કે તેને પાછી આણવાની આશા ફોકટ

નાઝીરહુસૈન પર એક તાર કર્યો, તે છોડીને ફેહમીદાબેગમ તેમને ત્યા લાવી હતી તેથી ફેહમીદાના પિયરવાળાજ જવાબદાર હતાં ખરૂ જોતા તો છોડી ગઇ તેથી સુખ થયુ, કારણ કે તેણે કઇ પણ અન્ન ખાવા ના પાડી હતી તે રોજ આખો દહાડો અને કોઇ કોઇ વાર તો આખી રાત પોતાના બાપને સારૂ રડયા કરતી હતી

---

## અધ્યાય ૨૩.

### નવા મિત્રોને ત્યા

હવે આ બાજુ મલિકા તો તેના બાપની ગોદમા ભરાઇ બેઠી હતી ગાડીમાં નાદરીખાનમ સામી બેઠી હતી, અને ગાડી ગડગડાટ ચાલી જતી હતી પૈડાંના ખડખડાટને લીધે પેલા વરના માણુસોનો શોરબકોર સભળાતો નહોતો, પણ તેની એમને શી ફિકર? ફરી ભેગા મળવાના આનદને લીધે કોઇની જીભ ઉપડતી નહોતી, પણ મલિકાએ થોડી વાર પછી ધીમે સાદે તેના બાપને પૂછ્યુ કે, "હવે ફરીથી તમારી પાસેથી તમે મને નહિ લઇ જવા દોને?" અમીરઅલી બોલ્યો, "નારે બેટા, હવે તો કદિ નહિ" એ સાભળી પૂરી શાતિથી મલિકા તેના બાપની ગોદમા બેસી રહી

અમીરઅલીએ વિચાર કર્યાં કે, આ જગાએ કોઇ મારી પૂઠ પકડશે માટે જેમ બને તેમ વહેલા અહીથી નીકળી જવુ ગમે તે તરફ જતી પહેલીજ ટ્રેન પકડવી અને ઉભી રહે ત્યા ગમે ત્યા ઉતરી પડવુ

માટે તેણે નાદરીખાનમને કહ્યુ, "મા, તમે વહેલા ઘેર જાઓ, અને મારા વિષે ખબર આપો, કારણ કે કોઇને કહ્યા વગર હુ ઘેરથી નીકળ્યો છુ વળી તમે એ પણ કહેજો કે મલિકાની ભાળ લાગી છે અને તે મારી સાથે છે"

પાછા ક્યારે આવશે તે વિષે તેણે નાદરીખાનમને કહ્યુ નહિ, પણ એટલુ કહ્યુ કે, "હુ સઘળુ વિગતવાર લખીશ અમે ક્યા જઇએ છીએ તે પણ હમણા હુ કહેતો નથી પણ પછી લખીશ" તે ડોસીએ પણ એ જાણવાની હઠ કરી નહિ, કેમકે જાણ્યુ ઓછુ એટલુ કહેવુ ઓછુ

છુટા પડતી વખતે નાદરીખાનમે અમીરઅલીને વિનવતા કહ્યુ કે, "ભાઇ, તમારા બાપદાદાનો દીન સાચો છે એ ભુલશો નહિ, અને બૅરિસ્ટરને ખોટુ લાગે એવુ કઇ કરશો નહિ, તે મોટા માણસ છે અને તેને વણી સત્તા છે"

તે જુવાને ઉત્તર દીધો, "માજી, ખુદા બેરિસ્ટરથી પણ મોટો છે અને તેની સત્તા પણ વધારે છે, માટે તો પહેલા તેને રાજી રાખવો જોઇએ" નાદરીખાનમે ધાર્યું કે મેં બન્ને બાપદીકરીને ભેગા મેળવ્યા તો ખરા, પણ આજથી મારે ને તેમને જુદાઇ થઇ ગઇ

જે શહેરમા જવાની સલાહ ઉપદેશકે અમીરઅલીને આપી હતી ત્યાં પહોંચતા અને જે મિત્રનુ સરનામુ આપ્યુ હતુ તેને ત્યાં પહોચતા તેને અને મલિકાને સાંજ પડી

તે ઘર શોધી કાઢવામા જરા હરકત પડી, પણ છેવટે ખ્રીસ્તી વસ્તીના મોટા મોહોલ્લાની એક બાજુએ તે જડી આવ્યુ

કોઇને પૂછતા અમીરઅલીએ જાણ્યુ કે જે મિત્રને ત્યા જવાનુ ઉપદેશકે તેને ફરમાવ્યુ હતુ તે તો ત્યાની ખ્રીસ્તી મડળીના પાળક ફતેહ મસીહ હતા અમીરઅલીએ આણેલો ઉપદેશકનો પત્ર વાંચ્યા બાદ તરતજ તેને અને મલિકાને ઘરમા લીધાં અને તેમને સારો આવકાર આપ્યો કેમકે એ પાદરી સાહેબ પોતાના પ્રભુ પર ખરા ભક્તિભાવથી પ્રીતિ કરતા હતા, અને તેના નામને લીધે જેઓ દુખ વેઠતા હોય તેમને રાજીખુશીથી મદદ કરતા

તેમના ઘરના છોકરાં તો કહેવા લાગ્યા કે, 'ચાલો, મલિકા, આપણે રમીએ, તમને તો અમે અમારી સાથેજ રાખીશુ" પણ મલિકા તો હજુ હમણા થોડાજ વખતથી તેના બાપ ભેગી થઇ હતી તેથી તે તેને જરા પણ છુટો મૂકતી નહિ, અને અમીરઅલીને પણ પોતાની નજર આગળથી તેને ખસવા દેવાનુ ગમતુ નહિ

પાદરી સાહેબની મોટી દીકરી શાંતિ ડાહી અને નમ્ર છોડી હતી તેણે ધીમે ધીમે મલિકાનુ મન હરી લીધુ, અને મલિકાને તો કોઇ બ્હેન નહોતી, તેથી તેણે શાંતિને પોતાની બ્હેન કરી લીધી

બાપદીકરી એકલાં પડયા ત્યારે અમીરઅલીએ પૂછ્યુ, "બેટા, તને કોઇ લઇ ગયુ તે દહાડે શુ શુ થયુ હતુ તે મને કહે જોઇએ!" મલિકા બોલી, "હુ નિશાળેથી ઘેર આવતી હતી, મારી સાથે ટોળીમાં બીજી છોડીઓ હતી તે બધીને તેમને ઘેર પહોચાડી ને મને એકલી રાખી

એકાએક મજુરો થોભ્યા અને મે બેગમનુ નામ અને રૂપીઆ વિષે કઇ વાતચિત થતી સાભળી પછી મજુરો આપણા ઘરને રસ્તે મને આણવાને બદલે બીજી શેરીએ વળ્યા મે પૂછ્યુ, તમે મને ક્યાં લઇ જાઓ છો ? પણ તે સાભળેજ શેના ! થોડી વારમા તેઓ પાછા થોભ્યા મે પડદો ઉચકીને બહાર જોયુ તો પાસેજ એક ગાડી ઉભેલી દીઠી, અને મારી કાકી ફેહમીદા બેગમને એમ કહેતા સાભળ્યા કે, 'અહિં એને ઉતારો' એક મજુરે મને ઉચકીને મારી કાકીની ગાડીમા બેસાડી દીધી ગાડીનો દરવાજો ઝટ બધ કરી દીધો અને ગાડી તો ચાલી ગઇ મે મારી કાકીને પૂછ્યુ, 'આપણે કયા જઇએ છીએ ?' ત્યારે તે બોલ્યા, 'બેટા, ફિકર ના કર, હુ મારા પિતાજીને ત્યા મળવા જાઉં છુ ત્યાંના બધાં તને જોવા બહુ ચાહે છે તેથી હુ તને મારી સાથે લઇ જાઉં છુ તારી નિશાળ ચાલતી હતી ત્યારે મે તારા પિતાજીને પુછ્યુ હતુ કે હુ મલિકાને લઇ જાઉં ? ને તેમણે પણ ખુશીથી રજા આપી છે ટ્રેન વહેલી ઉપડી જાય છે તેથી હુ તને રસ્તામાજ મળવા આવી હવે આપણે સીધા સ્ટેશન પરજ જઇશુ" એ સધુ તે વખતે મને નવાઇ જેવુ લાગ્યુ પણ બીજો કઇ વિચાર તે વખતે મને આવ્યાજ નહિ"

"મને યાદ આવ્યુ કે હુ પિતાજીને મળ્યા વગરજ ચાલી આવી છુ ત્યારે હુ રડવા લાગી અને મે કહ્યુ, 'હુ તો આવતી નથી' પણ મારૂ કઇ ચાલ્યુ નહિ થોડી વાર પછી અમે ટ્રેનમા બેઠા અને ટ્રેન એવી જલદી ચાલવા લાગી કે મને તો તે સહુજ ગમ્યુ, કેમકે, પિતાજી, તમે જાણો છો કે હુ તો પહેલા કોઇ દહાડો ટ્રેનમાં બેઠી નહોતી મે કાકીને પુછ્યુ, 'તમે મને વહેલા ઘેર લઇ જશોને ?' તેણે કહ્યુ 'હા, બેટા, આપણે વહેલા જઈશુ કેમકે હુ કઇ વધારે દહાડા રહેવાની નથી વળી તેણે કહ્યુ કે, કદાચ તારા પિતાજી આવીને આપણને બન્નેને લઇ જશે ત્યારે તો મને બહુજ સારૂ લાગ્યુ, હુ તો મનમા કહેવા લાગી કે, એ તો નિશાળે જવા કરતાં પણ સારૂ'

"બે દહાડા તો મને બહુ સારૂ લાગ્યુ પણ પછી ત્રીજે દહાડે કાકી તો મને કયાંય દેખાયાજ નહિ મેં પુછ્યુ, 'મારી કાકી કયા ગયાં ?' ત્યારે તેઓ કહેવા લાગ્યા કે તારી કાકીને એકાએક ઘેર જવુ પડયુ છે.

એ સાંભળીને તો મને બહુ ગુસ્સો આવ્યો, હુ આખો દહાડો રડી અને મેં કઇ ખાધુ નહિ બધાં એમજ કહ્યા કરે કે, તારા બાપા તને લેવા આવવાના છે, પણ તેઓ જે કઇ કહેતાં તે પર મને ભરોસો આવતો નહિ મેં વિચાર્યું કે, જેમ બને તેમ એમને વધારે તસ્દી આપુ તો તેઓ મને જવા દે પછી નાદરીખાનમે આવીને મને કહ્યુ કે, તારા પિતાજી દરવાજા આગળ ઉભા છે હુ તરત તમારી પાસે દોડી આવી પિતાજી, હવે તમે મને ફરી નહિ લઇ જવા દોને? અમીરઅલીએ કહ્યુ, 'ના, બેટા, હવે તો ફરી કદિ નહિ લઇ જવા દઉં'

હવે બાપદીકરી સુખશાન્તિમા દહાડા ગાળવા લાગ્યા દેવની સગતમાં રહીને અને સૌ વાતે તેની ઇચ્છાનુસાર જીવન ગાળવાનુ શી રીતે થઇ શકે તેની હવે બન્નેને જાણ પડી. પોતાની નવી નાની બ્હેનને શિખવવાનુ શાંતિએ માથે લીધુ, અને એ બાળા હમણાજ ઇસ્લામી ઘરમાથી આવી છે તો પણ પ્રભુ ઇસુ ખ્રીસ્ત વિષે કેટલુ બધુ જાણે છે અને ખરા મનથી તેના પર કેવો પ્રેમ કરે છે તે જોઇને શાંતિ તો બહુજ અજાયબ થઇ પણ તેણીએ હજુ ઘણુ શીખવાનુ હતુ, શાંતિ તેને ઘણી ખુશીથી શિખવતી કે બ્હેન, જે હઝરત ઇસાએ તને પ્લેગમાથી સાજી કરી તેણેજ તને પાપરૂપી પ્લેગમાંથી પણ સાજી કરવા સારૂ પોતાનો જીવ આપ્યો છે વળી તે મુઓ એટલુજ નહિ પણ પાછો સજીવન થઇને ઉઠયો, અને જે દુનિયાને તેણે પોતાના લોહીથી ખરીદી લીધી છે તે પર એક દિવસ તે ફરી આવનાર છે.

ઇસા ફરી આવશે એ વાત સાભળી મલિકા તો સાનન્દાશ્ચર્ય પામી અને બાપને મળી ત્યારે પ્રથમજ તેણે ઘણા હર્ષથી પુછ્યુ, "પ્યારા પિતાજી, હઝરત ઇસા ફરી આવશે અને આપણે તેને આપણી આખે જોઇશુ એ વાત તમે જાણો છો?"

અમીરઅલીએ એ વાત ખરેખર સાભળી હતી ખરી, પણ મલિકાના મનમાં જેમ એ વાત ઠસી ગઇ હતી તેમ એના મનમાં ઠસી ગઇ નહોતી હવે મલિકાના મ્હોંથી એ સાંભળ્યુ ત્યારે તેને એ વિષે ખરેખરૂ ભાન થયુ કે, દર્શનમાં જે પુરૂષને જોઇને મારી આંખ ઝખવાઇ ગઇ હતી તે તેજસ્વી પુરૂષને હુ ફરી એક દિન જોઇશ, અને એકલો હુજ

નહિ પણ આખી માનવજાત મારા ગારની પ્રભુને જોશે, અને તેને પગે પડી તેનુ ભજન કરશે તે દિવસ કેવો આશીર્વાદિત થશે એ વિચારથી તેનો આનંદ ઉભરાઇ જતો હતો

તે દિવસે સાજની પ્રાર્થના વેળા શાંતિએ કહ્યુ કે, ખ્રીસ્તના ફરી આવવા વિષે આપણે એક ગીત ગાઇએ, તેથી તેઓએ નીચેના અર્થ-વાળુ એક ગીત ગાયુ —

પ્રગટ થશે રે ઇસુ કયારે, કયારે પ્રભુ દેખાય ?
કયારે ઉદય થવાને કાજે, ઉગમણુ લાલ જણાય ?
વાટ ઘણી અમ જોતાં બેઠા, જાગ્યા આખી રાત,
કયારે બૂમ પડે, કે 'આવ્યો, ભક્તતણો શુભ નાથ ?' ૧
હે પ્રભુ, વાકય ખરૂ છે તારૂ, 'વીતી રાત જનાર,
અજવાળાની જીત થવાની, ધન્ય પ્રભાત થનાર'
વેળ કદી નહિ પડશે જાણી, ધરિયે દૃઢ વિશ્વાસ
આ સુખદેણુ વચન પર હર્ખી નહિ તજીયે શુભ આશ ૨
અરે પ્રભાતતણા શુભ તારા, તારી જ્યોત જણાવ,
તુજ ઉપકીર્ણતણે અજવાળે માન્ય થશે અમ ભાવ
સૂર્યતણા પરિપૂર્ણ પ્રકાશે, તૃપ્ત થશે અમ આશ,
ત્યાં લગ કૈ અંધાર દબાવી, આપો અલ્પ પ્રકાશ ૩

બાપબેટી તો એ ગીત સાભળી બહુ હરખાયાં જાણે પ્રકાશિત અને સ્તોત્રોવાળા જગતમા તેઓ આવ્યા હોય એવુ તેમને લાગ્યુ જાણે ખ્રીસ્ત પ્રભુ ત્યાં રાજ્ય કરતો હોય અને જે મહાન દેવની શોધમા તેઓ અત્યાર સુધી અંધારામા ટટોળતાં હતા તેનો પ્રેમ તથા મહિમા પ્રગટ કરતો હોય એવુ તેમને લાગ્યુ

ગીત પુરૂ થયા પછી મલિકા લાડથી બોલી, 'બ્હેન, મને ગાના શિખવો' શાંતિ તો બહુજ રાજી થઇને તેને શિખવવા લાગી હવે મલિકાનો ખાસ આનંદ તો ગીતો ગાવામાંજ હતો

પણ મલિકા હમેશાં આનંદમા અને ખુશીમા રહેતી નહોતી. તે એવા ઘરમા ઉછરી હતી કે ત્યાં તે કહેતી તેમ થતું. જો કઇ કામ કર-

વાનું તે ના કહે તો કોઇનુ કઇ ચાલી શકતુ નહિ, પણ હવે તો તે એવા ઘરમાં રહેવા આવી હતી કે ત્યાં છોકરા માબાપ પર નહિ પણ માબાપ છોકરાં પર અધિકાર ચલાવતાં હતાં વળી સઘળા કામો કરવા વિષે એ નિયમ હતો કે, ફલાણુ કામ સારૂ છે તો તે કરવુ અને ફલાણું કામ ખોટુ છે તો તે કદી ન કરવુ પોતાની વ્હાલી દીકરીને રડતી જોઇને અને તેને ભોય પર પગ પછાડતી સાભળીને, અને હુ ફલાણુ નહિ કરૂ એમ કહેતી સાભળીને, પહેલા તો અમીરઅલીને પણ વચમાં પડવાનુ મન થઇ જતુ, પણ રફતે રફતે તેને પણ ડહાપણ આવ્યુ તે પણ મનમાં સમજવા લાગ્યો કે, મારા આ નવા મિત્રો મલિકાને સાચુ બોલતા અને આજ્ઞાકિત થતાં શિખવે છે તે તેના ભલાને માટે કરે છે

બાપ્તિસ્મા વિષે મલિકા કઇ શીખી નહોતી એ જોઇને પ્રભુ ઇસુ પર વિશ્વાસ કરનારાઓએ બીજાઓની આગળ પોતાના વિશ્વાસની કબુલાત આપવાની ધર્મક્રિયા વિષે શાંતિએ તેને શિખવવા માડયુ "માણસોની આગળ જે કોઈ મને કબુલ કરશે, તેને હુ પણ મારા આકાશમાના બાપની આગળ કબુલ કરીશ," એ વાકય બોલીને તેણે તેને સમજાવ્યુ ત્યારે મલિકા બહુ ખુશી થઇને કહેવા લાગી, 'પણ ધારો કે હુ મ દિરમા જઇને બધા આગળ કહુ કે, હુ ઇસાની છુ તે પહેલા ખુદાવદ આવે તો તે શુ એમ ધારશે કે હું ઇસ્લામી છોડી છુ, અને શુ તે એમ નહિ જાણે કે હુ તેની છુ ?' શાતિ તેને ખાતરી આપીને કહેવા લાગી કે, 'બ્હેન, એવી કોઇ ધાસ્તી ન રાખ, કારણ કે પ્રભુ ઇસુ તો તારૂ દિલ જુએ છે, અને તુ તેના ઉપર પ્રેમ કરે છે એ તે જાણે છે' વળી શાંતિએ નરમાશથી ઉમેર્યું કે, 'બ્હેન મલિકા, પ્રભુ ઇસુએ કહ્યુ હતુ કે, દેવને ગમતા કામો આપણે નહિ કરીએ તો તેને ખુદાવદ ખુદાવદ કહેવુ નકામુ છે બ્હેન, તુ જાણે છે કે, તુ ઘણી વાર એવા કામ કરે છે કે જે દેવની મરજી મુજબ બિલકુલ હોતા નથી'

આ વાત સાભળી મલિકાના મનમા ઘણો સતાપ થયો, કેમકે તેણે જોયુ કે, એ વાત ખરી છે શાંતિ બોલી, "'નાની છોડી, હુ તને ઓળખતો નથી, કેમકે તે મારા બાપની મરજી પ્રમાણે કર્યું નહિ,'' એમ પ્રભુ ઇસુ આવીને તને કહે તો ખરેખર તને બહુ દુ ખ નહિ લાગે ?'

તે દહાડો બાકીનો બધો વખત મલિકા રોજની પેઠે ખુશીમાં ગઈ નહિ પણ ઉદાસ રહી, અને બહુ બોલતી પણ નહિ પોતાના બાપને છોડી કોઇ પાસે જતી નહિ, પણ જાણે તેનાથી છુટી પડતા બ્હીતી હોય તેમ તેને વળગી રહેતી.

અમીરઅલીએ જોયુ કે છોડીના મન પર કઇ બોજ છે તેથી તે મોહોલ્લામાની એક એકાંત જગામાં તેને લઇ ગયો, એ સારૂ કે બન્ને જણ દિલ ખોલીને વાત કરી શકે પછી બાળાએ મન ખોલીને વાત કરીને કહ્યુ કે, "પિતાજી, મને ચેન પડતુ નથી, કેમકે મારા મનમા ધાસ્તી રહે છે કે ખુદાવદ મસીહ આવીને મને કહેશે કે, હુ તને ઓળખતો નથી કેમકે તુ ઘણીવાર નઠારી છોડી થઇને નાફરમાન થાય છે, અને ખુદાને ગમતાં કામ તુ કરતી નથી"

અમીરઅલી પોતે અભ્યાસી હતો, પણ તે પ્રભુ ઇસુ વિષે શીખ્યો હતો એટલુજ નહિ પણ તેને શરણે જઇ પ્રાર્થના પણ કરતો, તેથી પોતાની નાની દીકરીને શાની જરૂર છે એ તે સમજી ગયો

તે બોલ્યો, "બેટા, અહી મારે બદલે તારી પાસે હઝરત ઇસા પોતે બેઠા હોય તો તુ શુ કરે?"

મલિકા થોડીવાર વિચાર કરી બોલી, "આપણે પ્રાર્થના કરીએ છીએ ત્યારે ઘુટણે પડવાનુ શાંતિબેન મને શિખવે છે તેમ તેની આગળ ઘુટણે પડીને કહુ કે, 'હે હઝરત ઇસા, તમને જોવાનુ મને બહુ મન છે, પણ હુ એ નાની છોડીને ઓળખતો નથી એમ તે આવે ત્યારે મને કહે એવી ધાસ્તી મને લાગે છે ઓ હઝરત ઇસા, હુ નઠારી, નાફરમાન છોડી છુ, પણ તમે મને ભલી અને આજ્ઞાંકિત કરી શકો છો, માટે મહેરબાની કરીને મને ભલી અને આજ્ઞાંકિત કરો."

પોતાના બાપ સાથે વાત કરતી હતી તે તો મલિકા જાણે વિસરીજ ગઇ, અને હૃદયના ખરા ભાવથી ઉપલી પ્રાર્થના તેણે કરી એ શબ્દો તે પોતાના બાપ સાથે બોલતી નહોતી, પણ જેની સહાય તે ઇચ્છતી હતી તેને કહેતી હતી.

તે દિવસથી સોને મલિકાના સ્વભાવમા ફેરફાર થતો જણાયો. એકદમ સાચી અને આજ્ઞાકિત થવાનું તો તેને માટે સહેલ નહોતુ, પણ એટલુ તો જણાતુ હતુ કે તે એવી થવા ઇચ્છતી હતી, અને જો કોઇ દહાડો રોજ કરતા વધારે નમ્ર થવાનો યત્ન કર્યો હોય તો તે શાતિને વીમે રહીને પૂછતી કે, જો હઝરત ઇસા આજે રાત્રે આવે તો, હુ તે છોડીને ઓળખુ છુ, એમ કહે, એવુ તમને હવે લાગે છે? જો શાતિ તેને હા કહતી તો તે ખુશી થતી થતી ઉંઘવા જતી

હુ હઝરત ઇસાની છુ, એવુ મદિરમાં જઇ બધાં લોકોની આગળ કબુલ કરવાનો દિવસ કયારે આવે તેને સારૂ તે હવે બહુ આતુર થઇ રહી હતી

## અધ્યાય ૨૪.

### હર્ષનો દિવસ

એવુ નક્કી થયુ કે, અમીરઅલી અને મલિકા ઇસ્ટર સન્ડેને દહાડે બાપ્તિસ્માનો સસ્કાર પામે, એ સારૂ કે જેઓને માટે ખ્રીસ્ત મુઓ એવા બન્ને તેની મ ડળીમાં સ્વીકારવાથી તે દિવસના આનદમા વૃદ્ધિ થાય

આ પ્રસગના આનદમાં કેવળ એક વાત શિવાય અમીરઅલીને બીજી કશી ખામી જણાતી નહોતી, પણ તે પણ દૂર થઇ ગઇ, કારણકે શનિવારે સાંજે તેઓ બધા વાળુ કરવા બેઠા હતા એટલામા બહાર કોઇનો પગરવ સભળાયો, અને કોઇએ પુછ્યુ 'માહે આવુ કે?'

સઘળાએ તે સાદ ઓળખ્યો નહિ, પણ અમીરઅલીએ તરત પોતાના મિત્ર ઉપદેશકનો સાદ ઓળખી લીધો ને માહે આવ્યો કે તરત પાળક સાહેબ તથા તેમના પત્નીએ તેને સારો આવકાર આપ્યો, અને પોતાને સાથે જમવા બેસાડયો પાછળથી માલમ પડયુ કે ઉપદેશકના અણધાર્યા દર્શનથી ફતેહ મસીહ કઇ નવાઇ પામ્યા નહોતા, કેમકે બાપ્તિસ્માને દિવસે હાજર થવાથી બન્ને મિત્રોને વણો આનદ થશે એવુ જાણીને તેમણે તેને પોતાને ત્યાં તેડયો હતો

જમી રહ્યા પછી અમીરઅલી અને ઉપદેશક બહાર ચાદરણામા વાતો કરવા બેઠા, કેમકે તેઓને એક બીજાને વણુ કહેવાનુ હતુ બૅરિસ્ટરના કે અમીરઅલીના ઘરના બીજા તો કાઇ સમાચાર નહોતા એટલુજ કે કઇ કહેવડાવવુ હોય તો તે પુછવા સારૂ અમીરઅલીની મા પાસે ઉપદેશક ગયો હતો, ત્યારે તેણે રડતા રડતાં કહ્યુ હતુ કે, "મારા દીકરાને કહેજે કે મલિકા ગુમ થઇ ત્યરે હુ રડતી હતી, પણ તે શોક સાથે મને આશા પણ હતી હવે તો હુ રડુ છુ પણ મને કશી આશા નથી" વળી નાદરીખાનમે કહ્યુ હતુ કે, 'મલિકાના પિતાજીને કહેજે કે જેટલી વાર છોડીને ખોળે લો તેટલી વાર યાદ કરજે કે કોને લીધે એ તમને પાછી

મળી, અને એ પણ કહેજો કે એ મારી વ્હાલી મલિકાને સારૂ હુ રોજ રડુ છુ '

એવા દિલસોજીના સદેશા સાભળીને અમીરઅલીની આખમા આસુ આવી ગયા થોડીવાર રહી તે બોલ્યો, 'જો એ લોકો મારો સ્વીકાર કરશે તો હુ ખચીત મલિકાને લઇને ત્યા જઇ રહીશ જો તેઓ મને સાથે રાખવા રાજી હોય તો તેમનાથી જુદા પડવાની મારી પણ ઇચ્છા નથી મારે તેમને દેખાડવુ જોઇએ કે આપણા દિલમા ખુદા પર પ્રેમ હોય છે ત્યારે આપણા સગાઓને પણ વધારે ચાહતા શીખીએ છીએ હુ કેવો સ્વાર્થી પુત્ર નીવડયો છુ તેનો મને વિચાર આવે છે ત્યારે ખ્રીસ્તી પુત્ર કેવો હોઇ શકે તે મારી માને બતાવી આપવાનુ મને ઘણુ મન થાય છે જેઓ મને ઇસ્લામી તરીકે ઓળખે છે તેઓ મને ખ્રીસ્તી તરીકે ન ઓળખે એ વાજબી લાગતુ નથી , નહિ તો ખ્રીસ્તી થવાથી મારામા શો ફેરફાર થયો છે તે તેઓ શી રીતે જાણી શકે ' કદાચ તેઓ ધારતા હશે કે, હુ ઇગ્રેજી પહેરવેશ પહેરૂ છુ અને એજ ફેરફાર મારામા થયો હશે, માટે એમની એ ભૂલ તેમને દેખાડવા હુ બહુ ચાહુ છુ "

ઉપદેશકે કહ્યુ, " હા, બિરાદર, જો તમારો અગીકાર કરવા તેઓ રાજી હોય તો તમારે શા સારૂ પાછા ન જવુ ? આપણે ખુદા પર પ્રેમ કરતા શીખીએ ત્યારે આપણા પ્રિય જનો પરથી આપણો પ્રેમ ઉઠી જાય છે એવુ તો નજ કહેવાવુ જોઇએ તમારૂ બાપ્તિસ્મા થયુ છે અને ઘેર પાછા આવવાનુ તમારૂ મન છે એવુ એક કાગળમા લખજો તે હુ લઇ જઇને તમારા માતાજીને આપીશ , પછી હા કહેવી કે ના કહેવી તે તેમના હાથમા રહેશે '

અમીરઅલીએ કહ્યુ 'મારા માતાજી તો હાજ કહે, પણ મને લાગે છે કે નાઝીરહુસૈનના ડરથી ના કહેશે '

ઉપદેશકે કહ્યુ ' કોઇ બીજા શહેરમા કોઇ બહુ સારી જગા પર બૅરિસ્ટરને આમત્રણ થયુ છે અને પોતે પણ તે સ્વીકારવાનો વિચાર કરે છે એવુ સાભળવામા આવ્યુ છે જો એમ થાય તો તમારી મોટી મુશ્કેલી દૂર થશે "

આ સમાચાર સાભળીને અમીરઅલીની ચિંતા દૂર થઇ આગળ જે બન્યુ હતુ તેને લીધે પોતાના ભાઈભાભીની નજીકમા મલિકાને

રાખતાં તેને ડર લાગતો હતો, છતા ઘેર પાછા જવાનુ તો તેને ઘણુજ મન હતુ જો નાઝીરહુસૈન વિષેની વાત ખરી હોય ને તેની માની પણ ખુશી હોય તો વગર ધાસ્તીએ તે ત્યાં જઈને રહી શકે

પછી સ્વર્ગી વાતાં વિષે વાત નીકળી, અને જ્ઞાનમા તથા ખ્રીસ્તી અનુભવમાં અમીરઅલી કેટલો બધો અગળ વધ્યો હતો તે જોઇને ઉપદેશકને ઘણો આનદ થયો તે કેવળ નવા ધર્મનો પાળનારો થયો હતો એટલુજ નહિ પણ ખ્રીસ્ત ઇસુમા નવો જન્મ પામ્યો હતો 'જુનુ વહી ગયુ હતુ, સઘળુ નવુ થયુ હતુ'

પોતાના સ્વર્ગી પ્રભુના તેઓ ઋણી હતા તેના વિષે વાત કરતા હતા ત્યારે તેમના હૃદયો ખરેખરા ઉલ્લાસી થતા હતા, અને જે ઇશ્વરે તેમને એવો ત્રાતા આપ્યો હતો અને એમ પોતા વિષે જ્ઞાન પમાડ્યુ હતુ તેનો તેમણે આભાર માન્યો

બીજે દહાડે ઘટનો મધુર નાદ, મદિરમા સુદર સુદર પોશાક પહેરીને આવતા લોક, સફેદ ફુલવડે શણગારેલુ મદિર, એ સૌ ઉપરથી સ્પષ્ટ જણાતુ હતુ કે એ દિવસ ખાસ આનદનો દિવસ હતો, અને ખરેખર હતુ પણ તેમજ, કેમકે જે પ્રભુ ઇસુએ માનવને સારૂ મરણ હા, વધસ્તભના મરણ સુધી, પોતાને લીન કર્યો, ને મરણને જીતીને ફરી સજીવન થયા, એટલુજ નહિ પણ સદા જીવતો રહે છે, તેની યાદગીરીનો દિવસ એ ખ્રીસ્તીઓને માટે આનદદાયક દિવસ હતો

અમીરઅલીને વધસ્તભનુ દર્શન થયુ તે દિવસ જેમ કદી ન ભૂલાય તેવો હતો, તેમ તેઓની ખડણીને સારૂ જે મુઓ હતો અને તેમને બચાવવા સારૂ જીવે છે તે પ્રભુ ઇસુ પરના વિશ્વાસની અને પૂજ્યભાવની કબુલાત જે દિવસે અમીરઅલી અને તેની પ્યારી બેટીએ આપી તે દિવસ સદા યાદ રહે એવો હતો

મદિરમાથી ઘેર પાછા આવ્યા ત્યારે મલિકાનો હરખ માતો નહોતો તે કહેવા લાગી, "જો હઝરત ઇસા આજેજ આવે તો તે જાણશે કે હુ તેની છુ હુ એક ઇસ્લામી છોડી છુ એવુ તે હવે કદિ નહિ ધારે પિતાજી, તમને શુ લાગે છે?"

તે દિવસે સાંજે સૌ ભેગા બેઠા હતાં ત્યારે અમીરઅલીએ ઉપદેસકને કહ્યું કે, ' મહેરબાની કરીને તમારા સાસુજીના મરણ વિષે અમને કહો "

ઉપદેશકે કહ્યું, "મોત વિષે બોલવું યોગ્ય નથી, કેમકે એણીએ તો ખરેખર જીવનમાં પ્રવેશ કર્યો હોય તેવું હતું જ્યારે અમે તેણીના બિછાના પાસે બેઠા હતાં ત્યારે દેવના નગરની ભાગળો તેને સારૂ ઉઘડતી હોય અને તેમાનો પ્રકાશ તેના મુખ પર પડતો હોય એવું અમને લાગ્યું

"તેની ઇચ્છા માત્ર એજ હતી કે, હું મારા પ્રભુને જોઉં અને તેની સાથે રહું અને તેના જેવી થાઉં જે છેલ્લા શબ્દો અમે તેણીને બોલતી સાંભળી તે આ હતા —

"ઇસુના નામને સ્મરું છું, તે મનને લાગે મિષ્ટ,
જો જોઉં મુખને, પાસે રહું, તો લાગે બહુ સ્વાદિષ્ટ "

થોડી વાર પછી અમને માલમ પડયું કે, તેણીએ તેનું મુખ દીઠું હતું અને તેની હજુરમાં આરામ લેતી હતી "

થોડી વાર સૌ ચૂપચાપ રહ્યા, પછી સ્નેહ મસીહે છાજલી પરથી એક પુસ્તક ઉતાર્યું અને તે ઉઘાડી વાચવા માંડયું —

"પછી સ્વપ્નમાં મેં જોયું કે તેઓ અંદર ગયા, ને તેઓના પેસતાજ તેઓનું રૂપાંતર થઈ ગયું, ને તેઓને સોનાના જેવા ચળકતા વસ્ત્ર પહેરાવવામાં આવ્યા વળી તેઓને સીતાર તથા મુગટ આપવામાં આવ્યા સીતાર તો સ્તુતિ કરવા સારૂ ને તાજ પ્રતિષ્ઠાની નિશાણી થવા સારૂ તેઓને આપવામાં આવ્યા ત્યારે મારા સાંભળવામાં આવ્યું કે ફરી શહેરમાંના સઘળા ઘંટ જયનાદ કાઢવા લાગ્યા વળી કોઇએ તેઓને કહ્યું કે, આપણા પ્રભુના આનંદમાં પેસો વળી તે બે માણસો મોટા ઘાટે એવું ગાતા કે, રાજ્યાસન પર જે બેઠો છે તેને તથા હલવાનને સ્તુતિ તથા માન તથા મહિમા તથા સત્તા સદાસર્વકાળ સુધી થાઓ

'હવે તેઓને અંદર દાખલ કરવાને શહેરનો દરવાજો ઉઘાડવામાં આવ્યો, ત્યારે મેં ડોકિયું કરીને જોયું તો મને માલમ પડયું કે, તે શહેર સુરજના જેવું પ્રકાશતું હતું, ને તેના રસ્તા સોનાના હતા, ને રસ્તામાં ઘણા લોક

પોતાના માથા પર મુગટ પહેરીને તથા હાથમા ખજુરીની ડાળીઓ તથા સ્તુતિ કરવા સારૂ સોનાની સીતાર રાખીને ફરતા હતા

"વળી તેઓમાના કેટલાએકને પાખ હતી, ને તેઓ નિરતર એક બીજાને કહેતા કે, પ્રભુ પવિત્ર, પવિત્ર, પવિત્ર છે પછી તેઓએ દરવાજો બધ કીધો, ને તે જોઇને મને એવુ લાગ્યુ કે, જો હુ પણ માહે જવા પામત તો કેવુ સારૂ!"

પછી ઉપદેશકે કહ્યુ, 'આપણે ઘુટણીએ પડીએ, અને જેણે વધસ્તભ પર દુખ સહીને આપણે સારૂ મુગટ મેળવ્યો છે, અને પોતાના મરણથી આપણે સારૂ અનતજીવનનુ દ્વાર ઉઘાડયુ છે તે આપણા પ્રભુની ઉપકારસ્તુતિ કરીએ"

અમીરઅલી અને તેની દીકરી મલિકાના નવા જીવનનો પહેલા દિવસ આ રીતે પૂરો થયો

---

## અધ્યાય ૨૫.

## તોટો તથા નફો

નાઝીરહુસેન પોતાના અભ્યાસના ઓરડામા એકલો ગમગીન થઈને બેઠો હતો પોતાના નાના ભાઇ તરફથી મળેલા એક પત્રને પુરો વાચી તેણે હાથમા તે પકડી રાખ્યો હતો

તે પત્રમા એવી વાત હતી કે "મે આજે ખ્રીસ્ત પરનો વિશ્વાસ જાહેર રીતે કબુલ કર્યો છે, અને હુ ખ્રીસ્તી મડળીમા દાખલ થયો છુ' નવાઇ જેવુ તો એ હતુ કે નાઝીરહુસેનને એ પત્ર વાચીને કઈ પણ ક્રોધ ચઢયો નહિ, પણ તેને બદલે તેને નામોશી તથા ખેદની લાગણી થઈ આવી

તે સાજે જ્યારે પોતાના અભ્યાસના ઓરડામા તે બેઠો હતો ત્યારે તે બૅરિસ્ટર નાઝીરહુસેન જેવો નહોતો દેખાતો, પણ પોતાના ખરા સ્વરૂપમા બેઠેલો નાઝીરહુસેન પોતે હતો તે કાગળ તે ફરી વાચવા લાગ્યો અને તેણે તેમા નીચે પ્રમાણે વાત વાચી —

"હુ જાણુ છુ કે હુ ખ્રીસ્તી થયો તેથી મને કેટલોક તોટો થયો એવો વિચાર તમે કરતા હશો, અને બેશક તમારી નજરમા ઘણા મૂલ્યનુ મે ગુમાવ્યુ છે કદાચ મે મારા ભાઇને પણ ગુમાવ્યો છે, ને તે હવે મને પોતાના મનથી મુએલો ગણશે મને પોતાનો દોસ્ત કહેતા એવાઓની મિત્રતા મે ગુમાવી છે, જેઓની મધ્યે હુ રહેતો હતો તેઓ તરફથી મળતુ માન મે ગુમાવ્યુ છે પરતુ એ તોટો જોઇ શકવાની દૃષ્ટિ આજે મને નથી કારણ કે મને થએલા લાભની અધિકતાને લીધે મારી આખો અજાઇ ગઇ છે મને જે પ્રાપ્ત થયુ છે તેના આનદથી મારૂ હૃદય એવુ તો ઉભરાઇ જાય છે કે હવેથી જે મારુ નથી તેને સારૂ શોક કરવાને મારા હૃદયમા સ્થાન નથી

"આવુ બદલાણુ શાથી થયુ એ વિષે કદાચ તમને નવાઇ લાગશે, આપણા બાપદાદાઓના દીન તરફથી ખ્રીસ્તી ધર્મ તરફ મારા વિચારો પ્રથમ શી રીતે વળ્યા તે હુ તમને કહુ છુ

"એક રાત્રે અણધાર્યું અને ઓચિંતુ એક અદ્ભુત દર્શન મને થયુ નિદ્રામાં થયુ કે જાગ્રતિમા તે મારાથી કહી શકાતુ નથી, પણ તે દર્શનમાં મે ખ્રિસ્તનો વધસ્તંભ જોયો મોત અને લજ્જા દર્શાવનાર કાષ્ટનો વધસ્તંભ નહિ, પણ જીવનદર્શક તથા ગૌરવી તેજથી પ્રકાશિત એવો વધસ્તંભ મે દીઠ

"એ ઉપરાંત મે તેની નજીકમાંજ તમારા તથા મારા પાપોને સારૂ તે પર જડાએલા પુરૂષને પણ દીઠા તેના વીંધાએલા હાથો પરથી મને જણાયુ કે મારે ખાતર જેણે વધસ્તંભ વેઠયો હતો તે એજ હતો જે પ્રીતિમય દૃષ્ટિ તેણે મારા પર કરી તેથી અને જે ગૌરવ તેના પગ પ્રકાશતો હતો તેથી મારુ હૃદય તેના તરફ આકર્ષાયુ, અને તેની આગળ પગે પડી તેને નમન કરવાની મને ઇચ્છા થઇ

"પણ એનુ મૂલ્ય શુ આપવુ પડશે એ વિચારથી હુ અચકાયો અને તે દર્શન પણ લોપ થઇ ગયુ તો પણ તેણે મને તજી દીધો નહિ અને રફતે રફતે તેણે મને શોધ્યો અને પોતા તરફ ખેંચ્યો, અને હવે હુ મારા આખા હૃદયથી તથા જીવથી કહી શકુ છુ કે, 'એમ ન થાઓ કે, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તંભ સિવાય હુ બીજા કશામા અભિમાન કરુ'

"એટલેથીજ પુરૂ થયુ એમ નહિ કદાચ તમને તમારા પોતાના પાપનો બોજ લાગતો નહિ હોય અને તમને તારનારની અગત્ય નહિ જણાઇ હોય પણ ખુદાની જરૂર તો તમને જણાઇ હશે, કેમકે ખુદાએ આપણને પોતાને માટે સરજ્યા છે આ દુનિયાના તમને ઘણા સારા વાના પ્રાપ્ત થયા છે, પણ તેથી તમારા હૃદયને કંઇ સંતોષ વળ્યો નહિ હોય વળી આપણે ખુદાને અંધ શ્રદ્ધાથી ભજતા હતા અને તેના વિષે આપણે થોડુજ જાણતા હતા તેથી પણ તમને સંતોષ થયો નહિ હોય

'હવે તમે ખુદાને કેવી રીતે ઓળખી શકો અને તેની સંગતમા કેમ કરી રહી શકો તે હુ તમને કહી શકુ છુ, કારણ કે હુ જાણુ છુ, કેમકે મે એનો અનુભવ કર્યો છે જ્યારે આપણે પ્રભુ ઇસુ ખ્રીસ્ત પાસે આવીએ ત્યારે આપણે ખુદા પાસે આવીએ છીએ જ્યારે તે આપણને મળે ત્યારે ખુદા પણ આપણને મળે છે, કેમકે એજ એકલો દેવને પ્રગટ કરે છે પ્યારા ભાઇ એક પળવાર પણ એવુ નહિ ધારશો કે હવેથી મને ખુદાની જરૂર

નથી, અથવા મે ખુદાની જગ્યાએ બીજા કોઇને સ્વીકાર્યો છે  પણ ઇસુના વધસ્તંભમા મને ખુદાનુ દર્શન થયુ છે  ખુદા જેવો છે તેવો મે તેને ઇસુ ખ્રીસ્તમા દીઠો છે  વધસ્તંભ પર જેણે મારા પાપ પોતાને માથે લીધા તેની મારફતે જે નડતરને લીધે ખુદા મારાથી વિમુખ હતો તે નડતર દૂર થયુ છે, અને જેમ છોકરૂ બાપની પાસે આવે તેમ હવે હુ તેની સન્નિધ જઇ શકુ છુ  બનુ, તમે પણ એજ રીતે ખુદાને શોધશો તો ખચીત તે તમને પણ મળશે ”

નાઝીરહુસેને પત્ર નીચે મુકયો ત્યારે જરા પણ અસ્વસ્થતા કે ક્રોધની લાગણી તેનામા નહોતી, પણ એથી ઉલટુ તે વાંચી રહ્યા પછી અંદરખાનેથી ઇર્ષાની લાગણી તેનામા થઇ આવી હતી,

તે પોતાના મનમા જાણતો હતો કે, “ હુ પણ આજ માર્ગ પર થોડે સુધી ચાલ્યો હતો અને ઇસુ ખ્રીસ્ત વિષે પણ શીખ્યો હતો, મે પણ પાપીઓના તારનાર વિષે સાભળ્યુ છે  વધસ્તંભ વડે પાપની જુદાઇ તથા ખુદાનો પ્રેમ કંઇક અંશે જોયા છે  ખુદા તરફ માણસોને પાછા લાવવા સારૂ જે માનવ થયો તેની પવિત્રાઇ તથા શોભા મે કંઇક અંશે જોયા છે, પણ તેને વાસ્તે જે ભોગ આપવો પડે તે મને ભારે લાગ્યો ” જે વાના હમણા ખરા અને ટકનાર દેખાય છે, પણ થોડીજ વારમા નષ્ટ થનાર છે, તે વાનાને તે પોતાના કરી લે, એ સારૂ તે દુનિયાઇ વાના પ્રત્યે આકર્ષાયા અને તેથી તેણે અદૃશ્ય પણ સર્વકાળના વાનાંને જતા કીધા

નાઝીરહુસેને જગતના સારા વાના શોધ્યા હતા ને તે તેને પ્રાપ્ત થયાં હતા  હવે તેથી તેને સંતોષ માનવો પડયો હતો, બીજો ઉપાય નહોતો  અમીરઅલી પણ જે શોધતો હતો તે તેને મળ્યુ હતુ, એટલે અનંતજીવન, ને દેવ તેનો હિસ્સો હતો  હવે તે પોતાના હિસ્સાથી સંતોષી હતો

સ્વર્ગી વાનાને સારૂ દૈહિક વાનાનો ત્યાગ કરવાની ઇચ્છા બૅરિસ્ટરને એક પળવાર પણ થઈ નહિ  ઘણા વખત ઉપર એ પસંદગી થઇ ચૂકી હતી અને હવે એમા ફેરફાર થઇ શકે એવુ નહોતુ  પણ એટલુ તો તે જાણતો હતો કે સુપ્રસિદ્ધ બૅરિસ્ટર નાઝીરહુસેન જોકે જગતની નજરમા

ઘણોજ મોટો માણસ હતો, અને અમીરઅલી અપ્રસિદ્ધ માણસ હતો, તોપણ દેવના રાજ્યમાં એથી ત ન ઉલટુ થશે જેણે આ જગતને પસંદ કીધુ હતુ અને તે મેળવવા સારૂ પોતાનુ સર્વસ્વ આપી દીધુ હતુ તેને તે રાજ્યમા કાઇ જગ્યા મળશે નહિ, પણ જેણે આ જગતના સઘળા લાભને તોટો ગણ્યો તેને ત્યા સર્વકાળનુ રાજ મળશે

પોતાના નાના ભાઇને દેવની શોધમા અટકાવવા સારૂ તેણે પહેલાં યત્ન કર્યો હતો તો પણ હવે તેના પ્રત્યે તેને કઇ કડવો વિચાર થયો નહિ જો બની શકત તો હજુએ ખુશીથી તે કઇ વિઘ્ન નાખત, કેમકે બૅરિસ્ટરનો ભાઇ ખ્રીસ્તી થાય એ જગતની નજરમા નામોશીભરેલુ હતુ, પણ હવે અમીરઅલીએ આ પગલુ ભર્યુ હતુ તેથી કઇ થઇ શકે એવુ નહોતુ, એટલુજ કે નાઝીરહુસેન અને અમીરઅલી હવેથી એકબીજાના ભાઇ તરિકે ઓળખાશે નહિ

બીજે દહાડે બૅરિસ્ટરે પોતાની પત્નીને કહ્યુ કે, "અમીરઅલી અને મલિકા ખ્રીસ્તી થઇ ગયા છે હવેથી તેમનાં નામ પણ કદી ન લેનાં"

ફેહમીદા બેગમ એ અને નિરાશાથી હાથ ઉંચા કરીને બોલી ઉઠી "અફસોસ! હાય અલ્લા! અમારા પર આ શી આફત આવી પડી! હુ તો ધારતી હતી કે મલિકાને હુ મારી દીકરી કરી લઇશ, અફસોસ! અફસોસ!"

તેણીના શબ્દો સાંભળનાર કોઇ નહોતુ કેમકે આ માઠા સમાચાર કહી સંભળાવનાર નાઝીરહુસેન પોતાના શબ્દોની શી અસર થશે તે જોવા સારૂ ત્યાં થોભ્યોજ નહોતો તે આખો દિવસ ફેહમીદા બેગમ મુંગી અને ઉદાસ બેસી રહી, કેમકે જે મલિકાને પોતાના ખરા દિલથી ચાહતી હતી અને જેના વિષે પોતે એવી આશા રાખતી હતી કે આગળ જતા હુ તેને મારી પુત્રવધુ કરીશ, તે તો સદાને માટે જુદી થઇ હતી, અને હવે તો એ કદી થઇ શકે એમ નહોતુ

સાંજે નાઝીરહુસેન બહાર ગયો ત્યારે ફેહમીદા બેગમે એ વાત હૈદરીખાનમને જણાવી હવે એ બન્નેને સારાસારી હતી ડોસીએ એ સાંભળીને અજાયબી દેખાડી, પણ મનમા તો જાણતી હતી કે આવુ

પરિણામ આવ્યુ તેમાં મારો પણ ઘણો ભાગ છે તે મનમા કહેવા લાગી, "ખરેખર, મારી શેઠાણીએ છોડીને બચાવવાનુ કર્યું હતુ તે સારૂ કર્યુ હતુ, અને જો હુ અને નાદરીખાનમ વચ્ચે પડયા ન હોત તો બન્ને બાપ-બેટી કદાચ વિધર્મી બની ન જાત હવેથી હુ મારી જુની સખીની સાથે કઇ સમધ રાખીશ નહિ, કેમકે તેણીએ મને છેતરી અને ભમાવી "

બીજી વાર જ્યારે બન્ને ડોસીઓ બજારમા મળી ત્યારે જાણે પિછાનતી ન હોય એમ એકબીજીની સાથે બોલ્યાચાલ્યા વગર ચાલી ગઇ જેઓના ઉપર પોતે પ્યાર રાખતી હતી તેઓની પડતી વિષેની ખેદજનક હકીકત પોતાની સખીને કહેવાની નાદરીખાનમને ઇચ્છા નહોતી, તેથી તેની સાથે કઇ પણ બોલ્યા વિના ચાલ્યા જવાનુ તેણે વધારે પસદ કીધુ

---

## અધ્યાય ૨૬.

### મલિકાનુ મિશનરી કામ

પેલા યાદગાર ઇસ્ટર સન્ડે પછી એક વરસ વિતી ગયુ છે, અને અમીરઅલીના આગલા ઘરમા આજે ઘણો હર્ષ થઇ રહ્યો છે

તેણે તથા મલિકાએ બાપ્તિસ્મા લીધુ છે, એવુ તેણે પોતાની માને લખી જણાવ્યુ હતુ થોડા વખત સુધી તેની મા તરફથી કઇ ઉત્તર મળવાની આશા વ્યર્થ ગઇ, અને છેવટે જ્યારે જવાબ આવ્યો ત્યારે તેણે લખ્યુ કે "હવે મારે પેટે તો કોઇ દીકરો નથી, કારણ કે મને મસીહી પુત્ર હોઇ શકેજ નહિ " તો પણ અમીરઅલી નિરાશ થયો નહિ કઇ જવાબ મળતો નહિ તો પણ તેણે તો થોડી થોડી મુદ્દતે પત્ર લખવાનુ ચાલુજ રાખ્યુ મલિકાને લખતા આવડયુ ત્યારે તેણે પણ પોતાની દાદીમા પર એક પત્ર લખ્યો એ પછી થોડી મુદ્દત વીત્યા બાદ જવાબ આવ્યો તે વાચીને એમને બહુ આનદ થયો, કેમકે તેમા લખ્યુ હતુ કે "વહાલાઓ, તમારા વગર હવે વધુ વાર મારાથી જીવાશે નહિ મારૂ દિલ દુખાયા કરે છે, અને હવે મારાથી એ દુ ખ સહન થતુ નથી તમોને ફરી જોવાનુ મને ઘણુ મન છે અરે વહાલાઓ તમ પાછા આવો, આ ઘર તમારૂજ છે"

તરતજ ઉપડવુ બને એવુ નહોતુ, કેમકે અમીરઅલી અભ્યાસ કરતો હતો અને પરીક્ષાનો વખત નજીક હતો માટે પરીક્ષા થઇ જાય ત્યા સુધી તો થોભવાની જરૂર હતી

અમીરઅલીની માતાને રાહ જોતા જોતા એક દિવસ એક મહિના જેવો લાગતો પણ હવે તે વખત આવી લાગ્યો, અને જે બે જણના જવાથી ઘરમા ઘણો શોક થયો હતો તે બે જણ હવે થોડીજ વારમાં તેમને મળવાના છે પોતાની શેઠાણી કરતાં નાદરીખાનમનો હર્ષ કાંઇ ઓછો નહોતો અમીરઅલીના ખ્રીસ્તી થવાને લીધે તેને જે ગુસ્સો ચઢયો

હતો તે હવે લોપ થયો ને અસલનો પ્રેમ પાછો પ્રબળ થયો હતો બન્ને મા-બેટીએ પોતાનો દીન બદલ્યો હતો તેની તેમને માફી અપાઇ હતી.

ઘરમા સાફસૂફ કરાવી હતી, કેમકે નાદરીખાનમ ડોસી જાણતી હતી કે ઇસ્લામીઓના કરતા ઇસાઇઓ રીતભાતમા વધારે સુઘડ હોય છે તેથી શેઠાણીએ કડીઆઓને બોલાવી ઘર ધોળાવવાની હા પાડી નહિ ત્યા સુધી ડોસી જપી નહિ હવે બધી તૈયારી થઇ ગઇ હતી અને કશી ખામી નહોતી

મુસાફરોને સ્ટેશન પર લેવા જનાર કોઇ નહોતુ, કેમકે ઘરમા સઘળા બેરાજ હતા ગાડીના પૈડાનો અવાજ વારેવારે સાભળીને તેઓ કહેતા કે, “એ આવ્યા, એ આવ્યાં,” પણ હજુ તેઓ જાણે વિલબ કરતા હતા

છેવટે તેઓ આવી પહોચ્યા, અને ફરી વાર મનિકા પોતાની દાદીમાના ખોળામાં બેઠી, અને જે બેગ એકલા પડી ગયા હતા તેઓને લાગ્યુ કે હવે અમારો પાળનાર અને પોષનાર આવ્યો છે

તેમને મળવાના આનદનો ઉભરો કઇક ઓછો થયા પછી નવા આવેલા બન્ને જણમા શુ બદલાણ થયુ છે ને સઘળા ધારી ધારીને જોવા લાગ્યા તેઓએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો છે તેથી હવે તેઓ હિન્દીજ રહ્યા છે કે અગ્રેજ થઇ ગયા હશે? તેઓમા બદલાણ થયુ હતુ, હા, મોટુ બદલાણ થયુ હતુ એની તો તેઓ કોઇ ના કહી શકે એમ નહોતુ, પણ એ બદલાણ તેમના કપડાલત્તામા નહોતુ કેમકે પોતાના દેશનો સાધારણ પોશાક તેમણે પહેર્યો હતો

વળી અમીરઅલી પોતાની દીકરીને હજુએ મલિકા નામથી બોલાવતો હતો તે સાભળીને તેઓ ઘણા ખુશી થયા, અને તેથી તેમને ખાતરી થઇ કે તેણે પોતાનુ નામ બદલી નાખ્યુ નથી

વાતો તો ઘણીજ કરવાની હતી, કેમકે તેમની ગેરહાજરી દરમ્યાન ઘણુ બન્યુ હતુ જે મુખ્ય સમાચાર તેઓએ ક્યારનાએ સાભળ્યા હતા તે એ હતા કે બૅરિસ્ટર તેના કુટુબ સહિત દૂરના શહેરમા રહેવા ગયા છે, અને ત્યા અગાઉના કરતા ઘણા મોટા માણસ થઇ ગયા છે

મલિકાએ પોતાના દાદાની ખબર પુછી, કેમકે એ તેમને બહુ વહાલી હતી તેની દાદીમા બોલી, "બેટા, તારા દાદાજી તો બહુ દીનદાર માણસ છે અને વટળેનાઓ જોડે કઇ વહેવાર રાખતા નથી મને લાગે છે કે તે આ ઘેર ફરી આવશે નહિ"

આ સાભળી મલિકા શરમાઇ ગઇ, કેમકે વટળેલા એટલે શુ તે હવે એ સમજતી હતી તે બોલી, "પણ દાદીમા, હુ તેને મળવા જઇશ, અને જ્યારે હુ તેમને અમારો હઝરત ઇસા કેવો ભલો છે તે વિષે કહીશ ત્યારે તેઓ અમને વટળેના કહીને નહિ બોલાવે, કેમકે અમે પણ ખરેખર ખુદાને માનાએ છીએ. કેમ, નહિ પિતાજી ?"

વાળુ કર્યાં પછી અમીરઅલીએ પોતાની માને કહ્યુ કે, "અમારો એવો નિયમ છે કે મલિકા ઉઘી જાય તે પહેલા ખુદાનો કલામ વાચવો અને નિમાઝ કરવી અહીં પણ અમે એમજ કરવાના છીએ, અને જો તમે અમારી સાથે સામેલ થશો તો અમને બહુ સારૂ લાગશે।"

તેની મા બોલી, 'બેટા, તે જે માર્ગ પસદ કીધો છે તે પર તુ ચાલ અમે તો સત્ય માર્ગને છોડવાના નથી ખુદા કરે ને એવો દિવસ વહેલો આવે કે તુ પણ પાછો તેમા આવી જાય"

અમીરઅલી કઇ બોલ્યો નહિ, કેમકે તે જાણતા હતો કે વિરૂદ્ધ બોલવાથી અને વિવાદ કરવાથી પોતાની માને સમજાવી શકાશે નહિ, તેથી મલિકાનો હાથ પકડીને અગાઉ જે ઓરડો તેમના ખપને સારૂ અલાહિદો રાખેલો હતો તેમા તેને લઇ ગયો

તે રાત્રેજ તેમણે પ્રાર્થના કરી એમ નહિ, પણ રોજ રાત્રે તેઓ ખુદાની મરજી પ્રમાણે ચાલવા ઇચ્છતા હતા, પણ અજ્ઞાનને લીધે દેવના મોકલેલાનો—મસીહનો—ત્યાગ કરતા હતા તેમને સારૂ તેઓ પ્રાર્થના કરતા કે, "હે પ્રભુ તુ તેઓની આંખ ઉઘાડ કે તેઓ જુએ કે હરેક માણસને સારૂ તારી ઇચ્છા શી છે, અને તે જાણીને તારા મોકલેલા—મસીહ—પર વિશ્વાસ કરે"

હવે એ સ્પષ્ટ જણાવા લાગ્યુ કે એક નાની છોડી તેમને દોરનાર થવાની હતી (યશા ૧૧, ૬), કેમકે અમીરઅલીની માતાજી તથા નાદરી-

ખાનમ જો કે અમીરઅલી સાથે વાતચિત કરવાનો પ્રસંગ ટાળતાં હતાં તો પણ પોતાના ખરા અને વહાલા મિત્ર વિષેનું ગીત મલિકા ગાતી ત્યારે તેનો મધુર સૂર સાંભળતાં તેઓ કંટાળતાં નહોતાં તેણીને વાંચતા પણ આવડે છે એ તેમણે જાણ્યું ત્યારે એ બાળાની કેળવણી જોઇને તેઓ ખુશી થયાં થોડાજ વખતમાં એવું થયું કે, જ્યારે ઘરની સ્ત્રીઓ તેની આસપાસ ભેગી થતી ત્યારે મલિકાને તેમની આગળ રોજ વાંચવું પડતું જે પુસ્તક મલિકાએ પસંદ કર્યું હતું તેમાં જગતના લોકોને સાજા કરવા તથા બચાવવા સારૂ સ્વર્ગથી જે ત્રાતા આવ્યો હતો તે વિષે લખેલું હતું પહેલે દહાડે મલિકા તે પુસ્તક લાવી ત્યારે તેનું નામ જોતા માલમ પડયું કે એ ઇંજીલ નથી તેથી તેની દાદીમા કંઇ બોલી નહિ

ધાર્યાં કરતાં ઉલટું એ થયું કે મલિકાના દાદા તેમને મળવા આવ્યા કેમકે જે બાળાને તે બહુ ચાહતા હતા તેને જોયા વિના તેમનાથી રહેવાયું નહિ એક દિવસ બૈરાની વચમાં બેસીને મલિકા ગાતી હતી ત્યારે તે આવી ચઢયા મલિકા નીચે પ્રમાણે એક ગીત ગાતી હતી તે ઉભા રહીને તે સાંભળવા લાગ્યા —

વાત પુરાતન કાળતણી જે, તે મજને સુણાવો
સ્નરમાં જે અણુદીઠ પડેલું, તે મજને સમજાવો
ઇસુની હું વાત ચહું છું, ને તેના મહિમાની,
ઇસુની રે વાત જણાવો, ને નિજ પ્રેમ ધણાની
ધીમેથી તે વાર્તા કહેજો, સ્વર ગંભીર કરીને
જેને તારવા ઇસુ આવ્યો, તે હું છું જાણીને

સાંભળતા સાંભળતાં તેમના મનમાં એવો વિચાર આવ્યો કે, અરેરે, નાના બાળકો ગાઇ શકે એવા મધુર ગીતો અમારા ધર્મમાં કયાં છે? જે મિત્ર વિષે મલિકા ગાય છે તેના જેવો નાના બાળકોનો કોઇ મિત્ર નથી

એક દિવસે સાંજે બાપબેટી રોજની પેઠે ભક્તિ કરવાની તૈયારીમાં હતાં તેવામાં નાદરીખાનમ ચૂપચૂપ માંહે આવી, અને ઓરડાના એક ખુણામા બેઠી તે દિવસથી તે રોજ નિયમિત આવવા લાગી તેની

શેઠાણીએ પૂછ્યુ કે "તુ એમ શા માટે કરે છે?" તે બોલી, "શા માટે એમ ન કરૂ? ખાવાપીવાની તથા પહેરવાઓઢવાની વાતોના વિચારમા હુ આખો દહાડો ગુથાએલી રહુ છુ, માટે થોડી વાર સુધી ખુદા વિષેના કઇ વિચાર કરૂ એ સારૂ છે!" તે સાંભળીને શેઠાણી પણ વધારે બોલી નહિ

એવા સમય આવી લાગ્યો કે શેઠાણી પણ એ નાની ટોળીમાં જઇ મળી, અને તેને પણ ત્યાં જઇ બેસવાનુ સારૂ લાગતુ એવી રીતે ઇસુ ખ્રીસ્તના મુખમાંનો દિવ્ય જ્ઞાનપ્રકાશ એ ઇસ્લામી કુટુમમા દિન પ્રતિ દિન વધતો ગયો

સમાપ્ત.